કવિ પ્રેમાનંદ કૃત

# ઓખાહરણ.

( મ્હોટું. )




પ્રસિદ્ધકર્ત્તા.

બુકસેલર હરગોવિંદદાસ હરજીવનદાસ

પુસ્તકાલય-ત્રણ દરવાજે-અમદાવાદ.

| योग | ई. | मु. | चंद्र. | ति | |
|---|---|---|---|---|---|
| ३३नदं | ३ | २० | मिथु. | ७ | शु२३।२मृ११।८व३४।२१भद्रानि५।३५ |
| २८दग्ध | ४ | २१ | मि५१ | ८ | श२८।३३आ८।२७प२७।५८ |
| | ५ | २२ | कर्क | ९ | र२५।८पु६।१७शि२२।१७भद्रा.प्र.५३।५६बु.शुक |
| | ६ | २३ | कर्क | १० | चं२२।४५.पु५।५सि१६।४२ २२नं.दगध [१६।४३ |
| | ७ | २४ | कर्क५ | ११ | मं२१।३३आ५।१५सा१३।३३इंदीरा११ |
| | ८ | २५ | सिंह | १२ | बु२१।४१म६।५शु१०।१४प्रदोश |
| | ९ | २६ | सिं२४ | १३ | गु२२।५४पु८।५९शु८।३३शिवरात्री.भद्रानि५४- |
| | १० | २७ | कन्या | १४ | शु२५।२०उ१२।१७ब्रं७।३६ [११चित्राऽर्क५।२३ |
| | ११ | २८ | कं५० | ०) | श२९।४ह१७।३६पे७।२६यमघटमृत्यु१७गजच्छा |

| योग. | ई. | मु. | चंद्र. | ति | अथ आश्विनसितात्. |
|---|---|---|---|---|---|
| | १२ | २९ | तुला | १ | र३३।४२चि२३।१ वै८।१३वैधृतघटस्थापन |
| | १३ | ३० | तुला | २ | चं३८।३८स्वा२९।३७वि९।१६चंद्रदर्शन |
| | १४ | १ | तु१९ | ३ | मं४३।४०वि३५।५६प्रि१०।४४रजब |
| अमृ४२ | १५ | २ | वृचि | ४ | बु४८।३६ऽनु४२।११आ१४।३४ भद्राप्रबु१६।[illegible]- |
| | १६ | ३ | वृ४७ | ५ | गु५२।५३ज्य४७।५८सौ१३।१९ [लेऽर्क४८।१६मु. |
| | १७ | ४ | धन | ६ | शु५६।९मु५२।३७सो१३।५सरस्वत्यावाहनं [१५ |
| | १८ | ५ | धन | ७ | श५८।२२पु५६।३९ऽति१३।१२पूजन |
| | १९ | ६ | ध१२ | ८ | र४९।२७उ५८।४७शु११।५१बलिदान |
| | २० | ७ | मकर | ९ | चं५९।३श्र६०।०भ्र०।१९ |
| पंचकवे | २१ | ८ | म३० | १० | मं५७।२७श्र०।५शु६।२२सरस्वति |
| पाशां११ | २२ | ९ | कुंभ | ११ | बु५४।३९ध०।११ग२।६बृ५४।४८ |
| भागवत | २३ | १० | कुं४२ | १२ | गु५१।५६पु५६।४८धु५०।५८ [२ |
| | २४ | ११ | मीन | १३ | शु४६।२४उ५३।५४व्या४४।१३प्र |
| पंचक३० | २५ | १२ | मी५० | १४ | श४१।१४रे५०।२६ह३७।१४माणा |
| | २६ | १३ | मेश | १५ | र३५।३६अ४६।३०व२९।३८ भ.नि८।२५चंद्रग्रह- |



| योग | ई. | मु. | चंद्र. | ति | |
|---|---|---|---|---|---|
| | २७ | १४ | मे५६ | १ | चं२९।३५भ४२।३६सि२१।५५ |
| वतिपात | २८ | १५ | वृशभ | २ | मं२३।४९कृ३८।१६व्य१४।३भ.प्र.५०।५० |
| | २९ | १६ | वृशभ | ३ | बु१७।५२रो३४।१९य६।२१प५२।२४संकष्ट४ |
| | ३० | १७ | वृ२ | ४ | गु१२।२३मृ३०।४६शि५१।३७मृत्यु.३० |
| | ३१ | १८ | मिथु | ५ | शु७।२४आ२७।४६सि४५।०धनेशुक्र२३।० |
| नेबवर | १ | १९ | मि११ | ६ | श३।४पु२५।२८सा३९।५भ.नि.३१।२५ |
| | ० | ० | ० | ७ | श५६।४२ |
| | २ | २० | कर्क | ८ | र५७।२८पू२४।४शु३३।५६ |
| | ३ | २१ | क२४ | ९ | चं५६।१८आ२४।१७शु२९।४२ |
| | ४ | २२ | सिंह | १० | मं ५६।३४म२४।४८ब्रं२४।२६भप्र२ |
| | ५ | २३ | सिं४३ | ११ | बु५८।०पु२७।१०ऐ२४।८रमस्मार्त |
| वैधृत२२ | ६ | २४ | कन्या | १२ | गु६०।०उ३०।३८वै२२।५३बुधोर्द |
| | ७ | २५ | कन्या | १२ | शु०।३७ह३५।१३वि२२।५५प्रदो |
| | ८ | २६ | कं७ | १३ | श४।२०चि४०।४६प्रि२३।०भ.नि |
| | ९ | २७ | तुला | १४ | र९।४स्वा४६।५२आ२३।५१कालि |
| मृत्यु१३ | १० | २८ | तु३६ | ०) | चं१४।५वि५३।२०सौ२५।३०दिवालीसुर्यग्रहण |



| योग. | ई. | मु. | चंद्र. | ति | अथ कार्त्तिकसितात्. |
|---|---|---|---|---|---|
| | ११ | २९ | वृचि | १ | मं२०।१७अ५९।४२सो२६।४९चंद्रदर्शनधनेभौम- |
| २४नद | १२ | १ | वृचि | २ | बु२४।१७ज्ये६०।०ऽति२७।२३यमद्वितियासावा- |
| | १३ | २ | वृ५ | ३ | गु२८।३६ज्ये५।३२सु२७।४३ |
| | १४ | ३ | धन | ४ | शु३१।५८मु१०।२९धृ२७।४९भद्राप्र.०।१७विनाय |
| | १५ | ४ | ध२९ | ५ | श३४।१३पु१३।५०शु२६।५१सौभाग्य५मु३० |
| | १६ | ५ | मकर | ६ | र३५।१३उ१७।११गं२४।४५ |
| पंचकवे | १७ | ६ | म४८ | ७ | चं३४।५१श्र।८।४३वृ२१।४३अनुराधऽर्क५९।३१ |
| १९मृत्यु | १८ | ७ | कुंभ | ८ | मं३३।४२ध१९।७धु१७।५४भ.निश१ |

राहुउत्तरे वच्छ पूर्वे शुक्रपुर्वे.

| | | |
|---|---|---|
| सू ६ | चं १२ | मं ७ |
| बु ७ | गु ९ | शु ७ |
| श ९ | रा ७ | के १ |

संक्रांति.

आश्विन्मासनीतुलासंक्रान्तिविष्टिकरणे वाहनअश्व उपवाहनवाघ आयुद्धकुंत भक्षणाचित्रांन लेपनमार्जारमद जाति विप्र वस्त्रकालां पुष्प दुर्वा अवस्थावृधा भुशण हेममासमां ५ रविछे मासनेष्टछेधान्याभावमध्यमरसकसमोंघा.

द्वि२८ रा३२
वे१५
वा३ श्रेष्ट

| | | |
|---|---|---|
| सू ७ | चं १ | मं ८ |
| बु ७ | गु ९ | शु ८ |
| श ९ | रा ७ | के १ |

राहुउत्तरे वच्छपुर्वेसुक्रपुर्वे.

संक्रांति.

कार्तिकमासनीवृश्चिकसंक्रान्ति ववकरणेवाहन सिंह आयुध भुशंडी लेपन कस्तुरी जाति दैवतवस्त्र धोलां पुष्पचंपो अवस्थाबाल भुशणप्र

કવિ પ્રેમાનંદકૃત

મ્હોટું

# ઓખાહરણ.

૯૩ કડવાનું.



છાપી પ્રસિદ્ધ કર્ત્તા

બુકસેલર હરગોવનદાસ હરજીવનદાસ.

તથા.

હરીભાઈ દલપતરામ પટેલ.

આવૃત્તિ ૧ લી      પ્રત ૧૦૦૦

ગ્રન્થોદય પ્રેસ—અમદાવાદ.

સંવત ૧૯૬૫      સને ૧૯૦૯.

# અનુક્રમણિકા.


| કડવું | કડવામાં આપેલી ટુંક બીના. | પાનું |
|---|---|---|
| ૧ | અંબાજીની પ્રાર્થના. | ૧ |
| ૨ | બાણાસુર તપ કરવાને જાય છે. | ૨ |
| ૩ | બાણાસુરને મહાદેવે શોણીતપુરનું રાજ આપ્યું. | ૩ |
| ૪ | બાણાસુર બાણમતી રાણીને પરણ્યો. | ૫ |
| ૫ | બાણાસુર કૈલાસમાં મહાદેવ પાસે ગયો. | ૫ |
| ૬ | ઊમીયાજી એક પુત્રી અને પુત્ર ઊપજાવે છે. | ૬ |
| ૭ | મહાદેવ કૈલાશમાં જઇ ગણપતીનું મુસ્તક છેદન કરે છે. | ૭ |
| ૮ | ગણપતીને મારી નાંખ્યા બદલ ઊમીયાજીનો વિલાપ. | ૯ |
| ૯ | ગણપતી પહેલાં પુજાય તે વરદાન. | ૧૦ |
| ૧૦ | શુભ કામમાં પહેલાં ગણપતીનું સ્મરણ. | ૧૦ |
| ૧૧ | ઓખાનું અંગ લુણમાં ગળ્યા બદલ ઊમીયાજીનોશ્રાપ | ૧૧ |
| ૧૨ | બાણાસુરનેદેખી ચંડાળણીએ સાત્રરણી આડી ધરી તે. | ૧૨ |
| ૧૩ | ચંડાળ કોને કહેવો તે કથા. | ૧૨ |
| ૧૪ | બાણાસુર પુત્ર માગવા મહાદેવ પાસે ગયો. | ૧૩ |
| ૧૫ | બાણાસુરને ત્યાં વરદાનથી પુત્રી પેદા થઇ. | ૧૨ |
| ૧૬ | ઓખા ને ચિત્રલેખા કેવી રીતે નામ ધારણ કર્યાં. | ૧૪ |
| ૧૭ | ઓખાબાઇને માળીઆમાં જુદી રાખવા બાબત. | ૧૬ |
| ૧૮ | ઓખા માળીઆમાં જોબનવંતી થઇ છે | ૧૬ |
| ૧૯ | ઓખા ચિત્રલેહાને જોબન વિશે હકીકત કહે છે. | ૧૭ |
| ૨૦ | અગીઆર વરસની ઊમરે પુત્રીને પરણાવવી તે બાબત. | ૧૭ |
| ૨૧ | ઓખા શંભુ મહાદેવને પુજવા જાય છે. | ૧૭ |
| ૨૨ | ચિત્રલેખા ઓખાના જોબનનો ઉપાય બતાવે છે. | ૧૮ |
| ૨૩ | ઓખાનેચિત્રલેખાકહે છેકેપુરૂષવગરશણગારકામનોનથી | ૧૮ |
| ૨૪ | માળીઆમાં જન્મારો શી રીતે જાય તે બાબત. | ૧૯ |
| ૨૫ | ઓખાએ ચૈતર માસનું વ્રત આદર્યું. | ૨૦ |
| ૨૬ | ઓખા ગોરમાની પુજા કરે છે. | ૨૧ |
| ૨૭ | ઓખા ગોરમા પાસે વરદાન માગે છે. | ૨૨ |
| ૨૮ | ગોરમાને વાશી પુષ્પ ચઢાવ્યાં તે. | ૨૨ |
| ૨૯ | ઓખા ઊમીઆજીને પગે લાગી. | ૨૩ |

૩૦ ઓખા વચનથી ભરથાર માગે છે. ૨૩
૩૧ ઓખાએ સ્વપ્નામાં ભરથાર દીઠો તે. ૨૪
૩૨ ઓખાને ભરથારનો અજંપો. ૨૬
૩૩ ચિત્રલેખાએ ઓખાને સ્વપ્નામાંથી જગાડી તે બાબત. ૨૭
૩૪ ઓખા સુરજ દેવતાને શ્રાપ દે છે. ૨૭
૩૫ ઓખા રૂવે છે ને ચિત્રલેખા વિનવે છે તે. ૨૯
૩૬ સ્વપ્નનુ જુઠું છે તેની ધારણા ઓખાને આપે છે. ૨૯
૩૭ ઓખાને પરણાવવા કંકોત્રી લખી તે. ૩૦
૩૮ ઓખાને સ્વપ્નામાં જાદવરાય પરણવા આવ્યા તે ૩૧
૩૯ ઓખા કૃષ્ણતણા કુમારને સ્વપ્નામાં પરણી તે. ૩૨
૪૦ ચિત્રલેખા હાથમાં ચિત્રનું પુતળુ બતાવે છે તે. ૩૩
૪૧ ભરથારનું વચન પાળવા બાબત. ૩૩
૪૨ ચિત્રલેખા દ્વારામતીએ ઓખાનો ભરથાર લેવા જાય છે. ૩૪
૪૩ ઓખા અણીરૂધને દ્વારકામાંથી લાવી. ૩૫
૪૪ ઓખા અણીરૂધને નિંદ્રામાંથી જગાડે છે. ૩૭
૪૫ ઓખા અણીરૂધ નીંદ્રામાં છે તેથી પગ ચાંપે છે તે. ૩૮
૪૬ અણીરૂધ જાગી ઊઠયો તે બાબત. ૩૮
૪૭ અણીરૂધને બંને પરણવા કાલાવાલા કરે છે. ૩૮
૪૮ બાણાસુરની નગરીમાં નિશાન ગડગડીઆં તે. ૩૯
૪૯ અણીરૂધ ગદા સંભાળે છે. ૪૧
૫૦ ઓખા માળીઆમાં પરણવાની તૈયારી કરે છે. ૪૧
૫૧ માળીઆમાં અણીરૂધ પરણ્યા તે બાબત. ૪૨
૫૨ ઓખા સાથે પ્રેમનો સંબંધ ૨૪
૫૩ બાણાસુર ઓખાને પરણાવવા બોલાવે છે તે. ૪૫
૫૪ બાણાસુર સાથે અણીરૂધનો જુદ્ધનો વિચાર. ૪૭
૫૫ અણીરૂધ માળીઆમાં આવ્યો તે. ૪૮
૫૬ અણીરૂધને ઓખાના કાલાવાલા. ૪૯
૫૭ અણીરૂધને નારદનો આશીર્વાદ. ૫૦
૫૮ અણીરૂધે બાણાસુરની સૈન્યા મારી તે. ૫૩
૫૯ અણીરૂધે ભુંગળે દશ લાખ માર્યા તે. ૫૩
૬૦ બાણાસુર ને અણીરૂધની લડાઇની બાબત. ૫૬
૬૧ સદર. ૫૮

૬૨ સદર. ૫૯
૬૩ સદર. ૬૦
૬૪ સદર. ૬૩
૬૫ અણીરૂધને બંધન કર્યો. ૬૪
૬૬ ઓખાને પણ બંધન કરી. ૬૫
૬૭ બાણમતી પુત્રી જમાઇની છાની સંભાળ લે છે. ૬૬
૬૮ અણીરૂધનું યુદ્ધ નારદજી જુવે છે તે. ૬૮
૬૯ દ્વારકાંની કથા. ૭૦
૭૦ અણીરૂધને કાળાગ્રહમાં પુર્યો ૭૩
૭૧ ભગવાને ગરૂડ મોકલ્યો. ૭૪
૭૨ ઓદ્ધવ અણીરૂધને શીખામણ દે છે. ૭૫
૭૩ બાણાસુરે કન્યા પરણાવી. ૭૬
૭૪ કૃષ્ણ જાદવ સૈન્ય લેઇ આવ્યા તે બાબત. ૭૭
૭૫ બાણાસુર કૃષ્ણને અપમાનના શબ્દ કહે છે તે. ૭૯
૭૬ બાણાસુરના હાથ છેદ્યા તે બાબત. ૭૯
૭૭ બાણાસુર મહાદેવ પાસે આવ્યો ૭૯
૭૮ મહાદેવ બાણાસુરની મદદે આવ્યા તે ૮૧
૭૯ મહાદેવને કૃષ્ણ ભેટ્યા. ૮૪
૮૦ કૃષ્ણે હાથ ફેરવી બાણાસુરની પીડા મટાડી તે બાબત. ૮૫
૮૧ પાર્વતીનાં પીયરીઆં તેડાવ્યાંની હકીકત. ૮૬
૮૨ અનીરૂધને તેલ સીંચારાનું ગીત. ૮૬
૮૩ અનીરૂધ સંબધી ગીત. ૮૬
૮૪ અનીરૂધની ઘોડલી. ૮૭
૮૫ બાણાસુર પગ પખાળે તે બાબત. ૮૮
૮૬ બાણાસુર ગોરવ નોતરે તે બાબત. ૮૯
૮૭ કન્યાને વળાવવા બાબત. ૯૧
૮૮ ઓખાને સૈયરો વળાવવા આવી તે બાબત. ૯૧
૮૯ ઓખાબાઇ સાસરે જાય છે તે બાબત. ૯૨
૯૦ ઓખાબાઇને સાસરે જતાં શીખામણ. ૯૨
૯૧ અણીરૂધ કન્યા લેઇ જાય છે તે બદલ ગીત. ૯૨
૯૨ બંનેના હાથનાં મીંઢળ છોડવાનું ગીત. ૯૩
૯૩ રીતભાત પુરણ કરી તેનું ગીત. ૯૩

श्रीगणेशायनमः

# ઓખાહરણ.

શ્રી ગણપતિની પ્રાર્થના.

રાગ આશાવરી—એક નામ મુજને સાંભર્યું, શ્રી ગૌરીપુત્ર ગણેશ; પાર્વતીના અંગથી ઉપન્યો, તાત તણો ઉપદેશ. ૧ માતા જેની પાર્વતી ને, પિતા શંકર દેવ; નવ ખંડમાં જેની સ્થાપના, કરે જુગ ભુતળ સેવ. ૨ સીંદુરે શણગાર સજ્યા ને, કંઠે પુષ્પના હાર; આયુદ્ધ ફરસી કર ધરીને, હણ્યા અસુર અપાર. ૩ પેહેલા કરમાં જળ કમંડળ, બીજે મોદિક અહાર; ત્રિજા કરમાં ફરશી સોહીએ, ચોથેરેજપમાળ. ૪ ચાલો સૈયરો દેવ જઈયે, પુજીયે ગણપતિરાય; મોટા લીજે મોદિક લાડુ, લાગીયે શંભુસુતને પાય. ૫ એવા દેવ સાચા મુની વાચા, પુરે મનની આશ; બેઉ કરજોડી કહે જન વૈશ્નવ, દાસ તણો જે દાસ. ૬

શ્રી અંબાજીની પ્રાર્થના.

કડવું ૧ લું.

આદ્ય શક્તિ મા અંબા પ્રગટયાં, જ્યાં પવન નહીં પાણી; સુરીનર મુનીજન સર્વે કળાણા, તું કોણે ન કળાણી. ૧ તારૂં વર્ણન કેઈ પેર કરીએ, જો મુખ રસના એક; સહસ્ત્ર ફેણા શેષનાગને, મા તોયે ન પાંમ્યો શેખ. ૨ જુજવાં રૂપ ધરે જુગદંબા, રહિ નવ ખંડે વાપી; મહા મોટા જડ મુઢ હતા મા, તેમની દુરમત કાપી. ૩ ભક્તિ ભાવ કરી ચરણે લાગું, મા આ-

ઘશક્તિ જાણી; તે મને સહાય કરવા તું સમરથ, નગર કોટની રાણી. ૪ તું તારા ત્રિપુરા ને તોતળા, નમલકેશ રંગ રાતે; બીજી શોભા શી મુખે કહીયે, રચના બની બહુ ભાતે. ૫ હંસાવતી ને બગલામુખી, વહાણવટી તું માય; ભીડ પડે તમને સંભારૂં, કરજો અમારી સહાય. ૬ મા શેવકજન તારી વિનતી કરે, ઉગારજો અંબે માય; બ્રહ્મા આવી પાઠ કરે, વિશ્નું વાંસળી વાય. ૭ શીવજી આવી ડાક વગાડે, નારદજી ગુણ ગાય; અબીલ ગુલાલ તણા હોય ઓચ્છવ, મૃંદગના ઝણકાર. ૮ સિંહાસન બેઠાં જુગદંબા, અમૃત દ્રષ્ટે જોતી, સોળે શણગાર તેં સજ્યા મા, નાકે નિરમળ મોતી. ૯ ખીર ખાંડ ઘ્રત મદ શર્કરા, આરોગો જુગ માય; અગર કપુરે તારી કરૂં આરતી, શેવકજન શીર નમાય. ૧૦ તું બ્રહ્માણી તું રૂદ્રાણી, તું દેવાધી દેવ; સકલ વિશ્વમાં તું છે માતા, કરૂં તમારી સેવ. ૧૧ માના શરણ થયા પ્રતિપાલન, પહોતી મનની આશ; કુશળક્ષેમ રાખજો અંબા મા સર્વને, એમ કહે ત્રીપુરા દાસરે. ૧૨

કડવુ ૨ જું.

રાગ કેદારો—હુંતો શ્રી પુરૂષોત્તમ શીર નામું, હુંતો સકળ પદારથ પામું; વામું વામુંરે, દુઃખ સકળ કુળીવર તણાંરે. (રાગ ઢાળ) દુઃખ સકળ વામું કુળીવરનાં, સુણતાં પ્રાયશ્ચિત જાય; ઓખાહરણ જે સાંભળે, મહા રોગથકી મુકાય. ૧ તાવ તરીયો એકાંતરીયો, ન ચઢે તેની કાય; ભુતનો ભણકારો તેને, ન આવે સ્વપ્નામાંય. ૨ પરિક્ષત પુછે કહોને શુકજી, ઓખાનો

મહિમાય; કોણ રીતે થયો ઓખા, અનિરૂદ્ધનો વિવાય. ૩ પ્રથમ હુતા દાનવસુતાને, કહાવતા જે દસસ્કંધ; હવે દશમની કહું કથા, જેમ ઉપજે આનંદ. ૪ હરીએ વૃંદ્રાવનમાં લીલા કીધી, વાયો મધુરો વંસ; પ્રથમ મારી પુતનાને, પછી પછાડયો કંસ. ૫ પછી પધારયા દ્વારીકામાં, પરણ્યા છે બહુ રાણી; સોળ સાહસ્ર શત આગળી, તેમાં અષ્ટ કરી પટરાણી. ૬ તેમાં વડાં જે રૂક્ષમણી, પ્રદયુમન તેના તન; પ્રદયુમનના અનિરૂદ્ધ કહિયે, કર્મ કથા પાવન. ૭ આદ્ય બ્રહ્મા શ્રષ્ટી કરતા, મરીચી જેના તન; મરીચીના સુત કશ્યપ કહીએ, હિરણ્યકશ્યપ રાજન. ૮ વિષ્ણું ભક્ત પ્રલ્હાદજી, તેને વ્હાલા શ્રીભગવંત; પ્રલ્હાદનો સુત વિરોચન, બળીરાય તેનો તન. ૯ બળિતણો સુત બાણાસુર; જેનું મહારૂદ્ર ચરણે મન; એક સમે ગુરૂ શુક્ર આવ્યા, ત્યારે બોલ્યો વચન. ૧૦ અહો ગુરૂજી અહો ગુરૂજી, કહોને તપ મહિમાય; શુક્ર વાણી બોલિયા, તું સાંભળને જગરાય. ૧૧ ત્રણ લોકમાં ભોળા શંભુ, આપશે વરદાન; મધુવનમાં જઈ તપ કરો, આરાધો શીવ ભગવાનરે. ૧૨

કડવું ૩ જું.

રાગ મારૂ---રાય તપ કરવાને જાયરે, એતો આવ્યો મધુવન માંયરે; કીધું કીધું નિમર્જન સ્નાનરે, ધરિયુ શીવજી કેરૂં ધ્યાનરે. ૧ રાય બેઠો છે આસન વાળીરે, કર જમણામાં જપમાળા ઝાલીરે; માળા ઘાલ્યા સુગ્રિએ કાનરે, તોયે આરાધે શીવ ભગવાનરે. ૨ રૂધીર માંસ સુકાઈને ગયુંરે, શરીર સુકા કાષ્ટવત થ-

ચુંરે; મહા તપિઓ કેમ નવ બોલેરે, એના તપથી ત્રીભુવન ડોલેરે. ૩ વળતી બોલીયા શંકર રાયરે, તમે સાંભળો ઉમીયાયરે; એક અસુર મહા તપ સાધેરે, મારૂં ધ્યાન ધરીને આરાધેરે. ૪ કોણ કહીયે જેનો બાપરે, તે તો માંડી બેઠો મહા જાપરે; તમે કહોતો એને વરદાન આપુરે, કહોતો પુત્ર કરીને થાપુરે. ૫ વળતાં બોલ્યાં રૂદ્રાંણીરે, મારી વાત સુણો શુલપાણીરે; દુધ પાઈને ઉછેરીયે સાપરે, આગળ ઉપજાવે સંતાપરે. ૬ ભેદ ભસ્માંગદનો લહ્યોરે, વરદાન પામીને પુંઠળ થયોરે; વરદાન રાવણને તમે આપ્યાંરે, તેણે જાનકીનાથ સંતાપ્યારે. ૭ માટે શી શીખામણ દીજેરે, ભોળા રૂડું ગમે તે કીજેરે; વળતા બોલ્યા શીવરાયરે, તમે સાંભળો ઉમીયાયરે. ૮ સેવા કરી ચઢાવે જળરે, તેની કાયા કરૂ નિરમળરે; સેવા કરી ચઢાવે સુગંધરે, તેની બુદ્ધિ કરૂ ધન ધનરે. ૯ જે કોઈ ચઢાવે બીલીપત્રરે, તેને ધરાવું સોનાનું છત્રરે; સેવા કરી વગાડે ગાલરે, તેને કરી નાંખું ન્યાલરે. ૧૦ નારી પાનિયે બુદ્ધિ તમારીરે, આપતાં નવ રાખીયે વારીરે; હુંતો ભોળોનાથ કહેવાઉંરે, હવે કપટીનાથ કેમ થાઉંરે. ૧૧ એવું કહીને ચાલ્યા ભોળોનાથરે, મુકયો બાણાસુર શીર હાથરે; તુંતો જાગ્ય બાણાસુર રાયરે, તને વરદાન આપે શીવરાયરે. ૧૨ હુંતો જાચું છું મહારાજરે, આપો શોણીતપુરનું રાજરે; શીવ માગું છું વારંવારરે, મુને આપો કર હજારરે. ૧૩ કર એકેકો એવો કીજેરે, દશ સહસ્ર હસ્તી તણું બળ દીજેરે; અસ્તુ કહીને શીવે વર આપ્યોરે, બાણાસુરને પુત્ર કરીને સ્થાપ્યોરે. ૧૪

કડવું ૪ થું.

રાગ આશાવરી—વરદાન પામી વળીયો બાણાસુર, શોણીતપુરમાં જાય; વનનાં વાસી પશુરે પંખી, તે લાગ્યાં બ્હીવાય. ૧ કાંઈ નવ દીઠું સાંભળ્યું, જેમ વૃક્ષ ચાલ્યું જાય; આવીને જોવા લાગ્યા સર્વે, દીઠો બાણાસુર રાય. ૨ નગર સમીપે ચાલી આવ્યો, બાણાસુર બળવાન; કૌભાંડ નામે રાય તણે ઘેર, પ્રગટ થયો પ્રધાન. ૩ કોઈક દેશની કન્યા લાવી, પરણાવ્યો રાજન; દેશ જીતવા સંચર્યો, રાય બાણાસુર બળવંત. ૪ પાતાળે નાગલોક જીતી, ચાલ્યો તેણીવાર; દેશ દેશના મહીપતી જીત્યો, કેહેતાં નાઆવે પાર. ૫ સ્વર્ગ જઈને દેવ જીત્યા, દેવ નાઠા જાય; સૂરજે વળતી સાંગ આપી, બાણ તણા કરમાંય. ૬ જીતી સુરને પાછો વળીયો, મળીયા નારદ મુન; પ્રણામ કરીને પાયે લાગ્યો, તેણે સમે રાજન. ૭ ઓ નારદજી ઓ નારદજી, ના થયું મારૂં કામ; એક જોધ્ધો ન મળ્યો સ્વામી, પોહોંચે મનની હામ. ૮ નારદ વાણી બોલીયા, તું સુણ બાણાસુર રાય; જેણે તુજને હાથ આપ્યા, તે શીવ શું કર સંગ્રામ. ૯

કડવું ૫ મું.

રાગ ઢાળ—કૈલાશ પર્વત જઈ રાજાએ, ભલી ભરાવી બાથ; જળમાંહી જેમ નાવ ડોલે, એમ ડોલે ગીરીનાથ. ૧ ટોપ કવચ ને ગદા ફરશી, કડકડાટ બહુ થાય; તેણે સમે ઉમીયાજી મનમાં, લાગ્યાં રે બ્હીવાય. ૨ જઈને શંકરને ચરણે નમીયાં, અહો અહો શીવરાય; શાને કાજે બીહે પાર્વતી, આવ્યો બાણાસુર રાય. ૩ શોણીત-

પુરનું રાજ્ય આપ્યું, ઉપર કર હજાર; વળી માગવા શું આવ્યો છે, અંધ તણો કુમાર. ૪ સહસ્ત્ર હાથ તો મુજને આપ્યા, તે તો સ્વામી સત્ય; એક યોધ્ધો મુજને આપો, યુદ્ધ કરવા સમર્થ. ૫ આવો શીવ આપણુ બે વઢીયે, આપ આવ્યા મારી નજરે; ફટ ભુંડા તું એ શું બોલ્યો, ખોટી હઠ આ તજરે. ૬

કડવું ૬ ઠું.

રાગ ઢાળ--તે તો તારે વણુ કહે મેં, ઉપજાવ્યો છે એક; જે કર છેદન કરી તારાને, કરશે કડકા અનેક. ૧ તેતો સ્વામી કેમ હું જાણું, ચિંતા મુજને થાય; લે બાણાસુર લૈજા તુને, આપુ એક ધ્વજાય. ૨ જ્યારે ધ્વજા આ ભાગી પડશે, ત્યારે કર તારા છેદાશે; રૂધીર તણો વરસાદ વરસશે, તારા નગર ને વિષે. ૩ ત્યારે તું એમ જાણજે, રીપુ ઉત્પન થયો સાર; વરદાન પામી વળિયો બાણાસુર, શોણીતપુરમાં જાય. ૪ એક સમે મહાદેવ કહે, મારે તપ કરવાનું મન; તેણે સમે ઉમીયાએ માંડયું, અતિ ઘણું રૂદન. ૫ અહો શીવજી અહો શીવજી, જનમારો કેમ જાય; મારે નથી એક બાળક તે, કહો વલે શી થાય. ૬ મહારૂદ્ર વાણી બોલીયા, લે આ મારૂં વરદાન; એક પુત્રને એકજ પુત્રી, ઉપજાવજે સંતાન. ૭ વરદાન આપી મહાદેવજી, વન તપ કરવાને જાય; ઉમીયાજી નહાવાને બેઠાં, વિચારયું મનમાંય. ૮ શિવનાં ઘર મોટાં જાણીને, રખે આવતું કોય; બે બાળક મેહેલું બારણે તે, બેઠાં બેઠાં જોય. ૯ દક્ષિણ અંગથી મેલ લઈને, અઘડ ઘડિયું રૂપ; હાથ ચરણ ને ઘુંટણ પાની, ટુંકુ અંગ સ્વરૂપ. ૧૦ ચતુ-

ભુંજને ફાંદ મોટી, દીસે પર્મ વિશાળ; શોભા તેની શી કહું, કંઠે ઘુઘરમાળ. ૧૧ પેહેલા કરમાં જળ કમંડળ, બીજે મોદીક આહાર; ત્રીજા કરમાં ફરસી સોહીયે, ચોથેરે જપમાળ. ૧૨ ગણેશને ઊપજાવીને, બોલ્યાં પાર્વતી માત; એની પાસે જોડ હોય તો, કરે તે બેઠાં વાત. ૧૩ વામ અંગથી મેલ લઈને, ઘડીયું કન્યારૂપ; શોભા તેની શી કહું, શુકદેવ કહે સુણ ભુપ. ૧૪ સેંથો ટીલડી રાખડી, અંબોડા વાંકી મોડ; કંઠ કપોળને કામની, નેડે મોડા મોડ. ૧૫ કોથળી કુલડી વેલણ ડાબલી, રમત નાની ભાત; કંકુપડો નાડાછડી તે, આપ્યો લઈને હાથ. ૧૬ વલણ--પરીક્ષતને શુકદેવ કહે, કુંવરી કન્યા જેહરે; ઘર સાચવવાને બાળકો, બે પ્રકટાવ્યાં તેહરે.

કડવું ૭ મું.

રાગ ઢાળ—દેવી ન્હાવણ કરવા બેઠાં, નારદ આવ્યા ત્યાંય; બાળક બે જોઈને નાઠા, ગયા શીવ છે જયાંય. ૧ નારદ ચાલી આવીયા, મધુવન તતખેવ; ઓરે શીવજી ઓરે શીવજી, નફટ ભુંડી ટેવ. ૨ વન વગડામાં ભમતા હીંડો, માથે ઘાલો ધુળ; આક ધંતુરો વિજીયા ચાવો, કરમાં લ્યો ત્રિશુળ. ૩ તમેરે વનમાં તપ કરોને, ઘેર ચાલ્યું ઘરસુત્ર; તમો વિના તો ઉમીયાજીએ, ઊપજાવ્યા છે પુત્ર. ૪ મહાદેવ ત્યાંથી પરવર્યા, કૈલાશ જોવા જાય; ગણપતી વાણી બોલિયા, આડી ધરી જેષ્ટીકાય. ૫ અલ્યા જટિલ જોગી ભસ્મ અંગે, દિસંતો અદભુત; આજ્ઞા વિના અધીકાર નાહીં, હોય પૃથ્વીનો જો ભુપ. ૬ વચન એવું

સાંભળીને, કોપીયા શીવરાય; લાતો ગડદા પાટુ મુકી, આવ્યા ઘરની માંય. ૭ ગણુપતીનો ગડદો પડે, બ્રહ્માંડ ભાગી જાય; ત્રિલોક તો ખળભળવા લાગ્યું, આતે શું કહેવાય. ૮ ત્યારે શીવજી કોપીયાને, ચડી મનમાં રીસ; કોપ કરીને ત્રિશુળ મેલ્યું, છેદયું ગણુપતીનું શીશ. ૯ માગશર વદી ચોથ્યને દાહાડે, પુત્ર માર્યો તર્ત; તે દાહાડેથી ચાલ્યું આવ્યું, ગણેશ ચોથનું વ્રત. ૧૦ તે મસ્તક તો જઈને પડીયું, ચંદ્રના રથમાંય; તેથી ચતુર્થીને દીવશે, ચંદ્ર પુજન થાય. ૧૧ એવે શીવજી ઘરમાં આવ્યા, જ્યાં ઉમીયાજી નાહાય; ઓખા બેઠીતી બારણે તે, નાશી ગઈ ઘરમાંય. ૧૨ લવણ કોટડીમાં જઈને પેઠી, મનમાં વાત વિચારી; ભાઈના કટકા કીધા માટે, મુજને નાખશે મારી. ૧૩ મહાદેવજી ઘરમાં ગયાને, ઝબકયાં ઉમયા મન; નેત્ર ઉઘાડી નિરખીયું, ત્યારે દીઠા પંચવદન. ૧૪ વસ્ત્ર પેહેરી ઉમિયા કહે છે, કેમ આવ્યા મહાદેવ; આક ભાંગ ધંતુરો ચાવો, નફટ ભુંડી ટેવ. ૧૫ નાહાતાં ઉપર શું દોડયા આવો, સમજો નહીં મનમાંહે; બે બાળક મેલ્યાં બારણે, કેમ આવ્યા મંદીર માંહે. ૧૬ છાની રહે તું પાપણી, મેં જોયું પારખું બધું; આટલા દહાડા સતિ જાણુતો, પણ સરવ લુંટી ખાધું. ૧૭ પણ મુજ વિના તેં પ્રજા કીધી, એવું તારૂં કામ; પારવતીજી તમે રાખ્યું, હિમાચળનું નામ. ૧૮ વચન એવું સાંભળીને, ઉમીયાને ઉઠી જવાળ; કાલે તમો કહી ગયા હતા, જે પ્રગટ કરજો બાળ. ૧૯ ત્યારે શંકરે નીચું જોયું, મનમાં વાત વિચારી; તારી પુત્રી તો

નાશી ગઈ, તારા પુત્રને આવ્યો મારી. ૨૦

કડવું ૮ મું.

સાખી—વારી વિના ઝુરે વેલડી, વાછરૂ વિના ઝુરે ગાય; બાંધવ વિના ઝુરે બેનડી, પુત્ર વિના ઝુરે માય. ૧ પુત્ર ધાન્ય ને પુત્ર ધન, પુત્રજ આગેવાન; જે ઘેર પુત્ર ન નિપજયો, તેનાં સુનાં બળે મશાણ. ૨ પુત્ર વિના શિવ મારે પાંજરૂ, વન ઉભે અગ્નિ બળીશ; શિવ શાથી માર્યો ગણપતિ, મ્હારો પુત્ર કયાંથી મળીશ. ૩ રાગ વિલાપનો વલણ--બોલો હો બાળારે હો ગણુપત, બોલો હો બાળા. ટેક. ઉમિયાજી કરે છે રૂદન, હો ગણુપત; શિવ શાને માર્યો મારો તન, હો ગણુપત. ૧ શિવ પુત્ર વિના જેવી માય, હો ગણુપત; તેની સંપતિ પરઘેર જાય, હો ગણુપત. ૨ શિવ પુત્ર વિનાની માય, હો ગણુપત; તે તરણાથી હળવી થાય, હો ગણુપત. ૩ ત્યારે શિવને આવ્યું છે જ્ઞાન, હો ગણુપત; મેંતો આપ્યું હતું વરદાન, હો ગણુપત. ૪ પેલા નારદીઆનું કામ, હો ગણુપત; જુઠાબોલો છે એનું નામ, હો ગણુપત. ૫ એણે વાત કરી સરવ જુઠી, હો ગણુપત; હુંતો તપથી આવ્યો ઉઠી, હો ગણુપત. ૬ મેંતો માર્યો તમારો તન, હો ગણુપત; આજ ઉગ્યો શો ભુંડો દન, હો ગણુપત. ૭

રાગ આશાવરી—નંદી ભૃંગી મોકલ્યા તે, પેહેલી પોળે જાય; હસ્તી એક મળ્યો મારગમાં, તે શિર કીધો ઘાય. ૧ તે ગજનું મુસ્તક લાવીને, ધડ ઉપર મેલ્યું નેટ; ગડગડીને હેઠે બેઠું, આગળ નિકળ્યું પેટ. ૨ કાળા એના કુંભસ્થળ, વરવા એના

દાંત; આગળ એને સુંઢ મોટી, લાંબા પહોળા કાન. ૩ હેવમાં જાશે શું પોસાશે, અપાર મુજને દુઃખ; દેવતા સર્વે મેણાં દેશે, ધન પાર્વતીની કુખ.

કડવું ૯ મું.

સાખી—રૂપ ગુણને વાદ પડયા, ચાલ્યા રાજદ્વાર; ગુણને આપ્યાં બેસણાં, રૂપને કર્યો જુહાર. ૧ રૂપ તો આપ્યાં શીવે નાગરાં, કોઈ જોગી અબધુત; ચતુરાઈ દીધી જે ચારણાં, વળી કોઈ કોઈ રજપૂત. ૨ પુન્ય વિના ધન કયા કામકો, કયા કામકો ઉદક વિણ કુંભ; એ દો વસ્તુ કછુ ન કામકી, જેમ ગુણ વિના રૂપ. ૩ સ્વરૂપ દિયો શિવ ચાતુરી, નિકર રૂપ તારૂ પાછુ લે; રૂપ ગુણ ચતુરાઈ નહીં, એતો દુઃખ માં દે. ૪ માયા દીની તેં સોમકુ, મુરખ ઘર દીની નાર; લોચન દીયે કુકડકું, જાય બેસે ઉડી ઝાડ. ૫

કડવું ૧૦ મું.

( રાગ મારૂ )—પંથી જ્યારે ચાલે ગામ, પેહેલું લે ગણપતિનું નામ; કથા ગ્રંથ આરંભે જેહ, પ્રથમ ગણપતિ સમરે તેહ. ૧ શોભાગ્યવંતી શણગાર ધરે, ગણપતી કેરૂ સ્મરણ કરે; સોની સમરે ઘડતાં ઘાટ, પંથી સમરે જાતાં વાટ. ૨ પંચવદનના દેહરા માંય, પહેલી પુજા ગણપતની થાય; એ વિના મુજને પુજે તો, સર્વે મિથ્યા થાય. ૩ ઉથલો—શાને કાજે રૂવે પાર્વતી, શાને લોચન ચોળે; જેને ઘેર વીવાહ વાજન હશે, ત્યાં બેસશે ઘીને ગોળેરે. ૪

કડવું ૧૧ મું.

રાગ ઢાળ—ઓખા ઓખા કેહી ઉમીયાએ, સાદ કર્યા બે ચાર; ત્યારે ઓખા આવી ઉભી, નિસરીને ઓરડી બહાર. ૧ ભાઈ મરાવી ભામની, તુંતો નાસી ગઈ; મ્હાદેવે ગણપતીને માર્યો, તે શુદ્ધ મને નવ કહી. ૨ તે માટે તારૂં અંગ ગળજો, ગુણે ખેજો કાય; જા દૈત્યના કુળમાં અવતરજે, એણીપેર બોલ્યાં માય. ૩ ઓખાબાઈતો થરથર ધ્રુજ્યાં, એતો વાત એટંટ; અપરાધ પાખે માતા મારી, આવડો શો દંડ. ૪ ઉમીયા કહે મેં શ્રાપ દીધો, તે કેમ મિથ્યા થાય; દૈત્ય કુળમાં અવતરજે, દેવ વરી કોઈ જાય. ૫ ચૈત્રના મેનારકમાં, બાઈ તાહારોરે મહીમાય; ઓખાહરણ જે સાંભળે, મ્હા રોગથકી મુકાય. ૬ ચૈત્રમાસના ત્રિસદાહાડા, અન્ન અલુણું ખાય; ત્રીસ નહીં તો વળી પાંચ દહાડા, પાછલ્યા કેહેવાય. ૭ પાંચ દિવસ જો નવ પળેતો, ત્રણ દિવસ વિશેક, ત્રણ દિવસ નવ થાય તો, કરવો દિવસ એક. ૮ એ પ્રકારે વ્રત કરવું, સમગ્ર સ્ત્રીજન; અલવણ ખાએ ને અવની સુવે, વળી એક ઊજવળ અન્ન. ૯ દેહ રક્ષણ દાન કરવું, લવણ કેરૂં જેહ; પાર્વતી કહે પુત્રીને, સોભાગ્ય ભોગવે તેહ. ૧૦ વૈશાખ સુદી તૃતિયાને દીન, તું આવજે મુજ પાસ ગોર્ય કરીને પુત્રી તાહારી, પુરીશ મનની આશ. ૧૧ શુકદેવ કહે રાજા સુણો, અહીં થયો એહ પ્રકાર; હવે બાણાસુરની શીગત થઈ, તેનો કહું વિસ્તાર. ૧૨ વલણ--કહું સકળ વિસ્તાર એનો, સુણો રાજા નીરધારરે; હવે બાણાસુર ત્યાં રાજ્ય

કરતો, શ્રોણિતપુર મોઝારરે. ૧૩

કડવું ૧૨ મું.

રાગ રામગ્રીની ચાલ---રાય બાણાસુરને બારણે, વાળવા આવીરે ચંડાળ; નીત્ય પ્રત્યે રજ વાળતી, કર્યું ઝાક ઝમાળ. બાણાસુરને બારણે. ૧ રાય મેહેડિયેથી હેઠા ઉતર્યો, થયો પ્રાતઃકાળ; મુખ આગળ આડી ધરી, સાવરણી તે સાર. બાણાસુર. ૨ રાય બાણાસુર વળતી વદે, મનમાં પામી દુઃખ; મુજને દેખી કેમ ફેરવ્યું, અલી તારૂંરે મુખ. બાણાસુર. ૩ ત્યારે ચંડાળણી વળતી વદે, સાંભળીયે રાય; તમો ઉંચ અમો નીચછું, મુખ કેમ દેખાડાય. બાણાસુર. ૪ ત્યારે બાણાસુર વળતો વદે, સાંભળરે રંડાય; સાચુરે બોલને કામની, કરૂં બે કડકાય. બાણાસુર. ૫ ત્યારે ચંડાળણી વળતી વદે, સાંભળો રાજન; સાચુ બોલુ જેવો ઘટે, તેવો દેજો ડંડ. બાણાસુર. ૬ પ્રાતઃકાળે જોઈએ નહીં, વાંઝીયાનું વદન; તમારે કાંઈ છોરૂં નથી, સાંભળો હો રાજન. બાણાસુરને. ૭

કડવું ૧૩ મું.

રાગ આશાવરી—ચંડાળ તો કાંઈ એક નથી, રાય દશ વિધના કહેવાય; પહેલો ચંડાળ જેને કહીયે, નદી ઉતરી નવ નાહાય. ૧ બીજો ચંડાળ જેને કહીયે, પુત્રીનું ધન ખાય; ત્રીજો ચંડાળ જેને કહીયે, દુભે માત પિતાય. ૨ ચોથો ચંડાળ જેને કહીએ, હરે પારકી નાર; પાંચમો ચંડાળ જેને કહીયે, પરદારાશું ખાય. ૩ છઠો ચંડાળ કોને કહીયે, હરે પારકું ધન; સા-

તમો ચંડાળ કોને કહીએ, જેનું મેલું મન. ૪ આઠમો ચંડાળ કોને કહીએ, કરમાયુ વદન; નવમો ચંડાળ કોને કહીયે, નહીં તનયા કે તન. ૫

કડવું ૧૪ મું.

રાગ આશાવરી.—બળિયોરે બાણાસુર રાય, પુત્ર માગવાને જાય; મહાદેવજીની પાસે આવી, બેઠો તપ કરવાય. ૧ હજાર હાથે તાળી પાડી, તવ રીઝયા શ્રીમહાદેવ; આપોને આપો શિવજી, પુત્ર એક તત્ખેવ. ૨ ચીત્રકોપ લહિયા તેડાવ્યા, કર્મતણા જોનાર; પુર્વે રાજા તું તો કહાવે, વૈશ્ય તણો અવતાર. ૩ તારે પેટે એકજ હતો, લાડકવાયો બાળ; ભોજન કરવા તું બેઠો તે, સાંભળને ભુપાળ. ૪ તુજમાં તે જમવાને આવ્યો, વેગે તારો બાળ; માટીવાળા હાથ ખરડેલા, બાળકના હતા તે વાર. ૫ ત્યારે તુજને સંખ્યા આવી, હાંકી કાડયો બાળ; બાળક ત્યારે થરથર ધ્રુજયો, સાંભળને ભુપાળ. ૬ બાળકને તો રીસ ચઢીને, નવ ગણ્યો કાંઈ તાત; તુજને પુત્ર વ્હાલો નથી, તું વાંઝીયો જન્મ સાતરે. ૭

કડવું ૧૫ મું.

રાગ ઢાળ—ઉમયા વાણી બોલીયાં, તું સુણ બાણાસુર રાય; તારા મનમાં જો ગમે, તને આપું એક કન્યાય. ૧ ત્યારે બાણાસુર કહે પુત્રી મારે, કોટીક પુત્ર સમાન; મુજને ટાળે વાંઝીયો, આપો એ વરદાન. ૨ કોઈક દેશનો રાજા જોઈશ, રાખશે મારૂ નામ; પોષ માસથી પુરણ માસે, પુરણ થશે મન-

કામ. ૩ વર પામી વળીયો બાણાસુર, શ્રોણીતપુરમાં જાય; બાણમતીને ગર્ભ રહ્યો છે, તેનો કહુ મહીમાય. ૪ પોષ માસથી પુરણ માસે, પ્રગટ થઈ કન્યાય; વધામણીઆ પરવરયા તે, રાજસભામાં જાય. ૫ શાણા જોશી તેડીઆ, તેની જન્મ પત્રિકા થાય; વિદ્યા બળ કરી ગુરૂજી બોલ્યા, પોતે તેણીવાર. ૬ પેહેલી ઉમયાજીના અંગથી, પ્રગટી છે કન્યાય; તેને નામે રાશી જોઈને, નામ ધરો ઓખાય. ૭ ગ્રહ વેળા શુભ લગનમાં, સંતાન પ્રગટી સાર; એથી તારા હાથનો, વેગે ઉતરસે ભાર. ૮ ત્યારે આકાશ વાણી એવી થઈ, તું સાંભળ નૃપ નીરધાર; એ પુત્રી ઈચ્છા વરને વરશે, કો કારણ રૂપ કુમાર. ૯ જયારે પુત્રી પરણશે, વરતશે હાહાકાર; ભાર ઉતારશે તુજ હાથનો, તુજ જમાત્ર તેણીવાર. ૧૦ તે માટે તેડી પરધાન, એણીપેરે પુછેછે રાજન; દેવ વચન મીથ્યા નવ થાય, તે માટે કરવો ઉપાય. ૧૧ રચો માળિયાં સુંદર સાર, તે માટે કરો ઉપાય; ઓખા અને ચિત્રલેહાને, મેલો મંદીર માળિયાં માંયરે. ૧૨

કડવું ૧૬ મું.

રાગ ધનાશ્રી—પરીક્ષતે પ્રશ્ન કરયું વિચારીજી, કહો કેમ પ્રગટ થઈ બેઉ નારીજી; ઓખા ને ચીત્રલેહા કેમ ધરયાં નામજી, કેઈ વિધીયે આવ્યાં અસુરને ધામજી. ૧ ( ઢાળ. ) ધામ આવ્યાં અસુરને, તેણે કામ સૌ દેવનાં કર્યાં; મુને વિસ્તારીને વરણવો, કેવી રીતીએ અવતર્યાં. ૧ શુકદેવ કહે સુણ પરિક્ષત,

અભિમન્યું કુમાર; પ્રશ્ન તેં પુછ્યું મને, તેનો સંદેહ ખોઉ નીરધાર. ૨ એકવાર દેવ પાતાળ નાઠા, બાણાસુરના તાપથી; ત્યારે વરૂણ કેરા જગનમાં, કન્યા પ્રગટી આપથી. ૩ કન્યા કહે કેમ પ્રગટ કીધી, કહો અમ સરખું કામ; ત્યારે દેવ કહે દૈત્યદુ:ખ દેછે, બાણાસુર જેનું નામ. ૪ કન્યા કહે દુ:ખ કાં ધરો, બાણાસુર આવશે પાતાળ; એના પીતાના ચરણ પુજવા, નીત્ય જાય છે પાતાળ. ૫ ત્યારે મને પુત્રી કરીને સોંપજો, હું જઈશ એને ઘેર; સાંકડી સગાઈએ સુતા થઈને, કરાવું ભુજની પેર. ૬ તેણે સમે પાતાળ આવ્યો, બાણાસુર રાજન; તેને દેવે દીકરી આપી, પ્રસન થઈને મન. ૭ પ્રધાન કહે સ્વામી સાંભળીયે, આપો મુજને બાળ; કન્યાદાન કુંવરીને દેઉતો, ઉતરે શીરની ગાળ. ૮ ત્યારે રાજા કહે પ્રધાનને, આ પુત્રી મુકુ વન; કાલે તેડીને તું તો આવજે, જાણે નહીં કો જન. ૯ પ્રભાતે તે પ્રધાન આવ્યો, પુત્રી બેઠી જ્યાંય; પુત્રી તો સમાધી લઈ, હરી ધ્યાન ધરેછે ત્યાંય. ૧૦ વાયુ દ્વાર જેણે રૂંધીયાંને, રૂંધ્યા શ્વાસો શ્વાસ; જમણા પગના અંગુઠાપર, રહી છે ખટ માસ. ૧૧ તે જોઈને પાછો વળ્યો, પછી પુર ભણી પ્રધાન; ખટમાસ પુરણ તપ થયું, ત્યારે પધારચા ભગવાન. ૧૨ માગ્ય કહેતાં કન્યા કહે, મને કરો આજ્ઞા પ્રકાશ; ભુત ભવિષ્ય વર્તમાન જાણુને, ઉડી ચહડું આકાશ. ૧૩ એટલે પ્રભુએ તેને પાંખ આપી, વર આપીને વળીયા હરી; પ્રધાન આવ્યો પુર વિષે, તે કૈભાંડ પુત્રી કેરી. ૧૪ વલણ—કુંવરી થઈ પ્રધાનની, તેનું પ્રાક્રમ કો પ્રીછે ન-

હીં; શુકદેવ કહે રાય સાંભળી, એ ચીત્રલેહાની ઉત્પતી કહી.

કડવું ૧૭ મું.

સાખી—ભાદરવે જે કરે હળોતરા, શત્રુ પાસે માગે શીખ; જે ઘેર પુત્રી લાડકવાઈ, તેનાં માબાપ માગે ભીખ. ૧ બાળો અગ્નિ બધું વન દહે, છળ વડે પર્વત કોરાય; અબળા રૂઠી જે કરે, મણીધર નવ કળાય. ૨ એટલાં અંત ન લીજીએ, જો ઇછીએ કુશળાં. રાગ ઢાળ.—નગર થકી એક જોજન, રાયે મેહેલ રચાવ્યો સાર; ગોખ બારી ને અટારી તેને, કહેતાં ન આવે પાર. ૧ મરકટ મણિ મોતીએ જડયાં, માંહે પીરોજાના પાટ; હયશાળા ગજશાળા છે, હીંચવા હીંડોળા ખાટ. ૨ દિવસ માસને વરસ જયાં, કન્યા મોટી થાય; ચિત્રલેહાને સંગે રમતાં, ઉલ્લટ અંગ ન માય. ૩ સવા લાખ જોદ્ધા રખવાળે, મેહેલ્યા છે રાજન; એમ કરતાં ઓખાબાઈને, આવ્યું છે જોબન. ૪ તમે રાત્રે જાગો દિવસે જાગો, નવ મીંચો લોચન; ઓખા કેરા માળિયામાં, રખે સંચરે પવનરે. ૫

કડવું ૧૮ મું.

રાગ ઢાળ.—શોણીતપુર પાટણ ભલું, રાય બાણાસુરનું ગામ; ઓખા તેની પુત્રી કહીએ, કરતી ઉત્તમ કામ. ૧ ઘડી એકમાં લાવે શોગટાં, ઘડી એકમાં પાટ; નાના વિધની રમત રમે, ઘડી એકે હીંડોળા ખાટ. ૨ ઘડી એકમાં ઢીંગલાં પોતીયાં, રમતી હોડાહોડ; હીંડોળે હિંચવાને કાજે, રેશમ કેરી દોર. ૩ ઘમઘમ ઘમઘમ ઘુઘરા ગાજે, ઘુઘરડીનો ઘોર; નાના વિધનું

ગાણું ગાતાં, મધુરો નિકળે શોર. ૪ રમે જએ આનંદ કરે; પહેલાં મંગળ ગાય; જોબનવંતી થઈ છે ઓખા, મંદીર માળીયા માંયરે. ૫

કડવું ૧૯ મું.

રાગ સામેરી—જોબનીયું વાધ્યુંરે ઓખા નાનડીરે લોલ, મારે જોબનીયાની જાય બેની મારે ઘડી ઘડીરે લોલ; તુતો સાંભળ સૈયર બેનડીરે લોલ, મારો મુરખ પીતા કાંઈ જોતો નથીરે લોલ. ૧ બોલી ઓખા વળતી વાણ સાંભળ બેનડીરે લોલ; મારો જાય કન્યા કાળ વર જોતો નથીરે લોલ; મારા જોબનીયાના દિવશ દાહાડા ચાર જો, નાણેરે મળશે પણ ટાણે નહીં મળેરે લોલ. ૨

કડવું ૨૦ મું.

રાગ આશાવરી—પાંચ વર્ષની પુત્રી તેતો, ગૌરીરે કહેવાય; તેને કન્યાદાન દેતો, કોટી યજ્ઞ ફળ થાય. ૧ પણ પુત્રી કેરા પીતાને કોઈ, સમજાવી કહો વાત; દેવ વિવાહનું ફળ જેને, વરસ થાયજો સાત. ૨ પુત્રી કેરા પિતાને, કોઈ કહાવોરે ધવ ધવ; ગાંધર્વ વિવાહનુ ફળ જેને; વર્ષ થાય જો નવ. ૩ એમ કરતાં વળી વચમાં, આવી પડે કાંઈ વાંક; મનુષ્ય વિવાહનું ફળ જેને, અગીયારે આડો આંક. ૪ એમ કરતાં વરસ જાયને, બાર પુરાં થાય; પુત્રીનું મુંખ પિતા જુવે, બેસે બ્રહ્મ હત્યાયરે. ૫

કડવું ૨૧ મું.

રાગ આશાવરી—ચિત્રલેહા એણીપેર બોલી, સાંભળ સૈયર

વાત; તારે કાજે નહીં પરણાવે, બાણ તારો તાત. ૧ તારે કાજે જો પરણાવે, છેદાય રાયના હાથ; તારે કાજે નહીં પરણાવે, પ્રધાન મારો તાત. ૨ તાત કેરી આજ્ઞા લેઈ, આવોને ઓખાગ; વચન સાંભળી ઓખા વળતી, ત્યાંથી ચાલી જાય. ૩ તાત આપો આજ્ઞા નો, શંભુ પુજવા જાઉં; બાણાસુર પ્રત્યે પુત્રીયે. વચન પ્રકાશી કહ્યું. ૪ ઘેલી પુત્રી એમ ન કહીયે, બેશી રહો મંદીર માંય; ઘેર આવે મહાદેવજી, પુજીને લાગો પાય.૫ વચન સાંભળી ઓખા ચાલ્યાં, પોતે તેણીવાર; ચીત્રલેહા સેચર મહારી, ઉપાય કરવો સાર. ૬

કડવું ૨૨ મું.

રાગ સામેરી---ઓખા તારે શ્રવણે ઝબુકે ઝાલરે, ઓખા તારા કુમ કુમ રાતા ગાલરે; ઓખા તું તો ચાલે હંસની ચાલરે, ચોળીને રંગરે ઓખા તારી ચુંદડીરે.૧ ઓખા તારે બાંયે બાજુબંધરે, ઓખા તારૂં મુખડું પુનમ ચંદરે; ઓખા તારે મન ઉપજ્યો આનંદરે, કસબીને કોરરે ઓખા તારા સાળુડેરે. ૨ ઓખા તારા શોભીતા શણગારરે, ઓખા તારા તેજતણો નહીં પારરે; ઓખા તને વર્ષ થયાં દસ બારરે, પાવલે નેપુરરે ઓખા તારે વાજતાંરે. ૩

કડવું ૨૩ મું.

સાખી---નેહેરે બેની તારે વિછુવા, કર કંકણ મુદ્રિકાને હાર; એ પુરૂષ વિના પેહેરે પ્રેમદા, તેનો ધીક પડયો અવતાર. ૧ સેંથો ટીલડી રાખડી, નેણે કાજળ કુમ કુમ આડ; પુરૂષ વિના

પેહેરે જે પ્રેમદા, તેનો ધીક પડયો અવતાર. ૨ (ચોપાઈચાલ ફે ૨) બાઈયે તોડી નાંખ્યા હારરે, આતુ લે તારો શણગારરે; હુંતો નહીં પામું ભરથારરે, નહીં ઓઢું ઘાટડીરે. ૧ બાણાસુર મારો બાપરે, મારાં કોણ જનમનાં પાપરે; મુને નહીં પરણાવે બાપ, નહીં જોઉં વાટડીરે. ૨

કડવું ૨૪ મું.

રાગ ગોડી---વર વરવાને યોગ્ય થઈને, પ્રગટયાં સ્રીનાં ચેનજી; ઓખા કહે છે ચીત્રલેહાને, વાત સાંભળ મારી બેહેનજી. સૈયર શું કીજે, અનીહાંરે દાડલા કેમ લીજે; મારી બેનીરે દોષ કર્મને દીજે, અનીહાંરે કે વિષ ઘોળી ઘોળી પીજે. ટેક. આજ મારે ભુડું જોબનીયું, મદ પુરણ મારી કાયજી; પિતા તો પ્રીછે નહીં, મારો કુંવારો ભવ કેમ જાયરે. સૈયર. ૧ સાસરે નિત્ય જાય ને આવે, સૈયર મુજ સમાણીજી; હું અપરાધણ હરખે પીડાણી, આંખે ભરૂં નિત્ય પાણીરે. સૈયર. ૨ એરે દુઃખે હું દુબળી, મને અન્ન ઉદક નવ ભાવેજી; આ અવાસ રૂપી શુળીયે સુતાંતો, નિંદ્રા કેઈપેર આવેરે. સૈયર. ૩ જળ વિનાની વેલડી ને, લુણ વિના જેવું અન્નજી; ભરથાર વિના ભામની એતો, દોહેલા કાઢે દનરે. સૈયર. ૪ ધન્ય હશે કામનીને, જેણે કંઠે કંથ ગ્રહી રાખ્યોજી; હું અભાગ્યણીયે પરણ્યા પીયુનો, અધર સુધારસ નવ ચાખ્યોરે. સૈયર. ૫ મરજાદા માટે માણસ કરે, આંખનો અણસારોજી; તે સુખ તો મેં સ્વપ્ને ન દીઠું, વ્યર્થ ગયો જનમારોજી. સૈયર. ૬ સ્વામી કેરો સંગ નહીં

સ્યામાને, એથી બીજાું શું નરતુંજી; હવે નવ રહી આશા પર-
ણ્યા કેરી, મુજ જોબન જાયે ઝરતુંરે. સૈયર. ૭ બીજી વાતે રૂ-
ચે નાહીં મુજને, ભરથાર ભોગમાં મનજી; આંહિ પુરૂષ આવે
તો પરણુ, નવ પુછુ જોશીને લગ્નરે. સૈયર. ૮ વચન રસિક કે-
હેતાં કરૂણા ભારે, આવે લટકતી ચાલેજી; પ્રેમ કટાક્ષ પિયુને
બોલાવે, તે રૂદીયા ભીતર સાલેરે. સૈયર. ૯ સુખ દુઃખ કર્મે
કરયું છે, હું લેવાઈ મારે પાપેજી; બંધીગરી મારા કર્મે કરી, શુ-
ળીયે ચઢાવી મારા બાપેરે. સૈયર. ૧૦ મરકલડે સુખ મધુરે વ-
ચને, મરજાદા નવ આણીજી; શાકપાક પિયુને નવ પિરસ્યાં,
આઘો પાલવ તાણીરે. સૈયર. ૧૧ અકળ ગતિ છે ગોવિંદજીની,
શું નિપજશે બેનીજી; ગોપાળજીનું ગમતુ થાશે, મનડું મારૂં
રહે નહીંરે સૈયર. ૧૨

કડવું ૭ મું.

રાગ મેવાડની દેશી---ઓખાને કહે ચિત્રલેહા જો, તું તો સાં-
ભળ બાળસ્નેહા જો; આપણુ મોટા માબાપનાં છોરૂ જો, કેમ
કહિયે કાળું કે ગોરૂ જો. ૧ બેની લાંછન લાગે કુળમાં જો, પ્ર-
તિષ્ટા જાય એક પળમાં જો; અમે તો તમ પાસે ન રહિયે જો,
જઈ બાણાસુરને કહિયે જો. ૨ વાત બાણાસુર રાય જાણે જો,
આપણુ બેનો અંતજ આણે જો; મને મેલી ગયો તારી પાસે
જો, તારો બાપ રહ્યો વિસ્વાસે જો. ૩ મેં તો ન થાય તારૂં રક્ષ-
ણ જો, તુજમાં દિસેછે અપલક્ષણ જો; બેની છોકરવાદ ન કી-
જે જો, તારા બાપ થકી તો બીહીજે જો. ૪ તને દેખુછું મદમા-

તી જો, નથી પેટભરી અંન ખાતીજો; તારૂં વચન મુને નથી ગમતું જો, જોબનીયું હશે સઉને દમતું જો. ૫ કામ વ્યાપે સર્વ અંગે જો, બેની રહીયે પોતાના ઢંગે જો; તું તો બેઠી નિહાળે પંથ જો, કાળા ગ્રહમાં કયાંથી હશે કંથ જો. ૬ તેં તો મુને આંખમાં વાલી જો, માથે છાણા થાપીને ચાલી જો; હું પ્રીછી કામનું કારણ જો બેની રાખજે હૈયામાં ધારણ જો. ૭ તું તો જુવે લોકમાં ઓઠાં જો, વામણું કયાંથી પામસે કોઠાં જો; બેની ડગલાં ન ભરીયે લાંબાં જો, ઉતાવળે ન પાકે આંબા જો. ૮ મારી ઓખાબાઈ સલુણાં જો, આવ્યો ચૈતર માસ એમ કરતાં જો; પછી ઓખાજી વૃત આચરતાં જો, અલુણું અન્ન જમી દિન ખુવે જો. ૯ દિપક બાળીને અવનિયે સુવે જો, માત ઉમીયાને આરાધે જો; થયું પુરણ વ્રત એક માસે જો, કોણ જાણે એકાંતે જો. ૧૦

અવાસ એક સ્થંભ વિષે, વ્રત કીધું ઓખાયરે;
સ્વપ્નામાં સંજોગ સ્વામીનો, ભટ પ્રેમાનંદ ગાયરે;

કડવું ૨૬ મું.

રાગ ઢાળ—બાઈ તુંએ કુવારી, હું કુવારી, સાંભળ સઈયર વાત; ગોર્યમાની પુજા કરીયે, જો પામીસું નાથ. ૧ કોણ મસવાડે કોણ મસવાડે કોણ દાહાડે, ગોર્યની પુજા થાય; મને કરીને આપો પુતળાં, હું પુજુ મોરી માય. ૨ ફાગણ વદ બીજના દહાડે, કરવુંરે સ્થાપન; ચૈતર સુદી ૩ ના દાહાડે, કરવુ ઉથાપન ૩ સલુન સલા પાથરી, સંદેસરાનાં ફુલ; પુજી અરચી ઓ-

ખા માગે, જે જે વસ્તુ અમુલ્ય. ૪

કડવું ૨૭ મું.

રાગ ધોળ---ગોરચમા માગુ રે ગોર્યમા માગું માગું માહારા બાપનાં રાજ; માતા સદાયે સોહાગણી. ૧ ગોરચમા માગુરે માહારા ભાઈનાં રાજ; ભાભીને હાલ હુલાવતી. ૨ ગોરચમા માગુરે મારા સસરાનાં રાજ; સાસુને પ્રજા ઘણી. ૩ ગોરચમા માગુરે દિયર જેઠનાં રાજ, દેરાણી જેઠાણીનાં જોડલાં. ૪ ગોરચમા માગુરે તમારી પાસ. અખંડ હેવાતન ઘાટડી. ૫ ગોરચમા માગુરે હુંતો વારંમવાર; ચાંલ્લો ચુડો ને રાખડી. ૬ ગોરચમા માગુરે સરખા સરખી જોડ; માથે મન ગમતો ધણી. ૭

કડવું ૨૮ મું.

રાગ ઢાળ—એક દહાડો ચિત્રલેહાને, ઊંઘ આવી સાર; વાસી પુષ્પે કરતી પુજા, ઓખા તે નિરધાર. ૧ એટલે ચિત્રલેહા જાગી, જુવેતો વાત વિપ્રિત; વાસી પુષ્પ ચઢાવ્યાં દીઠાં, થઈ રહી ભયભીત. ૨ વાસી પુષ્પે પુજા કીધી, નહિ પામે ભરથાર; ભરથાર જો હું નહીં પામું, તુ સાંભળ મોરી માય. ૩ આલે તારાં પુતળાં, મારી પુજે છે બલાય; ઉપર પાણી રેડીયેતો, આપુરાં ધોવાય. ૪ ઉંચેથી પછાડીયેતો, ભાગી ભુકો થાય; તું આ લે તારાં પુતળાં, મારી પુજે બલાય. ૫ પંદર દાહાડા પુજા કીધી, બોલાવ્યાં નહીં બોલે; તું તો બેની કહેતી હતી જે, નહીં ગોરચમાને તોલે. ૬ પકવાન પેંડો મેલીયેતો, કડકો કોર ન ખાય; તું આ લે તારાં પુતળાં; મારી પુજેછે બલાયરે.

કડવું ૨૯ મું.

સાખી---શીવનાં લીજે વારણાં, જેણે નેત્રે બાળ્યોરે કામ; ત્રિપુરા દૈત્યને વિડારીયો, હું તો કેમ મેલું નામ. ૧ શીવ અખંડાનંદ જેણે, ગંગા ધરી શિષ; ભાગીરથી તપથી ઉઠાડીયા, હું કેમ મેલુ તે ઈશ. ૨ શીવ ભોળો સુવે સમશાનમાં, ચોળે ત્યારે રાખ, માગે ત્યારે ભિક્ષાવૃત; આપે તેને લાખ. ૩

કડવું ૩૦ મું.

ઢાળ.---હિમાચળની ભાણેજી બાઈ, ગણપતી મારો વીર; મહાદેવજીની પુજા કરિયે, મન રાખીને ધીર. ૧ ખેચરી ગતમાં ઓખા ચાલ્યાં, તેનો કહુ વિસ્તાર; સ્નાન કરીને કામનીયે તો, સજ્યા સોળ શણગારરે. ૨ નેપુર વાજે વિંછવા ગાજે, ઝાંઝરનો ઝમકાર; નાગદમણી ઝુમણુ ને વળી, ઉપર એકાવળ હાર. ૩ જડાવ ચુડલો ઝુલતી દામણી, દામનીયે ચકલીયો ચાર; પગે પાવલાંને નેપુર વાજે, ઘુઘરીનો ઘમકાર. ૪ વાળે વાળ મોતી પરોવ્યાં, મોતીની શેરો સોળ; દરપણ લીધુ હાથમાંને, મુખે ભરીયાં તંબોળ. ૫ કનક થાળ મોતીયે ભરીયો, માંહે શ્રીફળ ફોફળ પાન; આક ધંતુરો અગથીયો, શંખાવળી નિરવાણ. ૬ આકાશ માર્ગે પક્ષણી તે, વેગે ચાલી જાય; ઈંદ્ર કેરૂ વિમાન ચાલે, એવીછે શોભાય. ૭ મહાદેવ ને પાર્વતી બેઠાં, પાસા રમતાં સાર; મહાદેવ કહેછે પાર્વતીને, આ આવી કોઈ નાર. ૮ સ્વામી કાંઈ ઘેલા થયા, એ બાણ તણી કુમાર; હવે તું એમ જાણેછે જે, કરશે અંગીકાર. ૯ પાર્વતીએ મન વિચારયું, હ-

વે તે વંઠી વાત; મહાદેવજીને કામી જાણી, લોચને દીધા હાથ. ૧૧ ત્રીજું લોચન ઉઘાડ્યું, શંકરને લલાટ; પાસે આવી ઓખા દીઠી, લજ્યા પામ્યા તાત. ૧૨ તેણે સમે ઓખા આવી, ઉમીયાને લાગી પાય; આવડી ઉતાવળી થઈ આવી, નહીં પામે ભરથારરે. ૧૩

કડવું ૩૧ મું.

સાખી---ઓખા કહે છે અમે પેઠાં પાણીમાં, તરવા તુંબાં ગ્રહ્યાં; હું આવી સમુદ્ર વચમાં, તુંબાં ફુટી ગયાં. ૧ ઓખા કહે છે તરસ લાગી મારા તનમાં, સરોવર તિરે હું ગઇ; પીવા ઝબોળી પાય, મારાં ભરચાં સરોવર ગયાં સુકાઈ. ૨ આણીજ તિરેથી અમે અળગાં થયાં, પેલી તિરે નવ ગયાં; કરમ તણે સંજોગે, અમે મધ્ય જળ વચે રહ્યાં. ૩ હું તો આવી ઈશ્વર પુજવા, સામો દીધો શ્રાપ; પરણ્યા પેહેલું રંડાપણ થયું, મારાં કીયા જનમનાં પાપ. ૪ ઉમીયા તું તો મોરી માવડી, છોરૂ ના દીજે છેહ; માવીત્ર તમો કેમ છુટશો, હું તો પુત્રી તમારી તેહ.

( ઢાળ. ) પ્રેમે પ્રદક્ષિણા કરીને, કરજોડી ઉભી બાળ; પારવતિ કહે માગ્ય વર, હું આપું તે તતકાળ. ૧ ઓખા વળતું વચન બોલી, હરખશું તેણીવાર; માતા મુજને આપીયે, મારા મન ગમતો ભરથાર. ૨ ત્રણ વાર માગ્યું ફરી ફરીને, મુને વર આપો આદીશ; લાજ મુકીને ઓખા બોલી, તવ ચઢી પાર્વતિને રીશ. ૩ નિર્લજ થઈ તેં કામજ કીધુ, માટે દેઉંછું તુજને શ્રાપ; જા પરણજે ત્રણવાર તું, એમ બોલ્યાં પારવતિ આપ. ૪

વળી ત્રીજે કહ્યું ને તેરસે આવી, તારે ત્રણ હજો ભરથાર; શ્રાપ એવો સાંભળીને, કંપી રાજકુમાર. ૫ પુરૂષને નારી ઘણેરી, તું સાંભળ મોરી માય; નારીને તો પુરૂષ બીજો, શ્રવણે સુણ્યો ન-વ જાય. ૬ સુંદર માધવ માસ આવશે, દ્વાદશીનો દન; ત્યારે સ્વપ્નામાં આવી પરણશે, પ્રાણતણો જીવન. ૭ તું જાગ્યા કેડે ઓળખજે, તને કહુંછું સત્ય વિવેક; ત્રણવાર તો પરણશે, પણ વર તો એકને એક. ૮ વર પામી ઓખાબાઈ ચાલ્યાં, મંદીર માળીયે સાર; અરેબાઈ હું પરણી આવી, સુંદર વર ભરથાર. ૯ એમ કરતાં ઓખાબાઈના, દિન ઉપર જાય દિન; સુંદર માધવ માસ આવ્યો, દ્વાદશીનો દન. ૧૦ સુંદર સજ્યા પાથરીને, સણગારયું ભોવન; આજ સ્વપ્નંતરમાં આવશે, મુજ પ્રાણતણો જીવન. ૧૧ સંધ્યા થઈ રવી આથમ્યો, આથમીયો કષ્યપ તન, હજુએ ન આવ્યો હજુએ ન આવ્યો, પ્રાણતણો જીવન. ૧૨ પોહોર રાતતો વહી ગઈ ને, હજુ ન આવ્યો કોય; ઉમીયાજીએ વચન કહ્યું તે, રખે મીથ્યા હોય. ૧૩ વા વાયને બારી હાલે, ખડખડાટ બહુ થાય; એ આવ્યો એ આવ્યો કહીને, તુરત બેઠી થાય. ૧૪ તમો આવ્યા તે હું જાણુંછું, મારી સગી નંણુદના વીર; બોલ્યા વિના નહીં ઉઘાડું, હઈડે છે મને ધીર. ૧૫ વેણા લીધી હાથમાં ને, ગીત મધુરાં ગાય; ચેન કાંઈ પડે નહીં, ને ભણકારા બહુ થાય. ૧૬ તેવામાં એક બારણું, ખડખડવા લાગ્યું જ્યારે; ઓખાબાઈએ તો દોટ કરી, દ્વાર ઉઘાડું ત્યારે. ૧૭ બાણાસુરે મેહેલ રચ્યો છે, તેનો સ્થંભજ એ-

ક; તે તણો પડછાયો તે, ઓખા નજરે દેખ. ૧૮ એ પેલા આવ્યાછો, તમ ઉપર જાઉં વારી; બોલ્યા વિના તો નહીં બોલાવું, છું ગુણવંતી નારી. ૧૯ બાણાસુર જો જાણશે તો, લેશે બેઉના પ્રાણ; શાને કાજે આંહી ઉભાછો, સાસુના સંતાન. ૧૯ ઓખાબાઈ તો માળીઆમાં, પાડે છે બકોર; ઈશ્વરને પાર્વતી એ, ગગને સાંભળ્યો છે શોર. ૨૦ ઈશ્વર કહે છે ઉમીયાજીને, કોણ રૂવે છે નાર; ઉમીયા કહે છે માહાદેવજીને, ઓખા રૂવે નિરધાર. ૨૧ વચન આપણું મીથ્યા કરવા, બેઠી બાણકુમાર; તામશી વિદ્યા મોકલી તે, નિંદ્રાનો ભંડાર. ૨૨ મધ્યરાત તો વહી ગઈ ને, મીચાણાં લોચન; સ્વપ્નાંતરમાં આવી પરણ્યો, પ્રદયુમનનો તન. ૨૩

કડવું ૩૨ મું.

રાગ ધોળ—સ્વપ્નાંતરમાં દીઠી સોરઠીયાની જાનરે; સ્વપ્નાંતરમાં વડસસરો ભગવાનરે. ૧ સ્વપ્નાંતરમાં ખળકે મીંઢળ ચુડીરે; સ્વપ્નાંતરમાં ઓખા દિસેછે અતી રૂડીરે. ૨ સ્વપ્નાંતરમાં વરત્યાં છે મંગળ ચારરે; સ્વપ્નાંતરમાં આરોગ્યા કંસારરે. ૩ સ્વપ્નાં તરમાં કરેછે પીઉજીશુ વાતરે; સ્વપ્નાંતરમાં હશી હશી તાળી લેછે હાથરે. ૪ ચિત્રલેહા ભરીરે નિંદ્રામાંથી જાગીરે; ઓખાબાઈને કોણ કરમ ગતી લાગીરે. ૫ ઓખાબાઈને નાટક ચેટક લાગ્યુંરે; તે તો કેમ કરીને થાશે અળગુંરે. ૬ જાગ્યરે જાગ્ય ઓખા જાગ્યરે; તહારે જે જોઈયે તે માગ્યરે. ૭

રાગ મારૂ.—ઓખા ભરીરે નિંદ્રામાંથી જાગી, અંગોઅંગ

અંગીકી લાગી; ફટ પાપણી સીદને જગાડી, મને ભર્યાં અ-
મૃતમાંથી કાહાડી. ૧ ફટ પાપણી એ શું કીધું, અમૃત લેઈ ને
વીખ દીધું; બીડી પાનની અડધી કરડી, ખાધી મન વિના
મુખ મરડી. ૨ જુવો મહારા કરમની કરણી, વર શે મેલી ગ-
યા મુને પરણી; માહારા પિઊને મતી જે આવી, આહારા ના-
થ ગયારે રીસાવી. ૩ મહારા હઈયા કેરો હાર, આણીરે આ-
પો આણીવાર. ૪

કડવું ૩૩ મું.

રાગ શોરઠ.—સૈયર શત્રુ શે થઈને લાગી, મને સ્વપ્નામાં-
થી જગાડીરે હો; ઊમીયાનો વર આજ સફળ થયો ને, જપતાં
છે દાહાડી દાહાડીરે હો. ૧ અધવચ કુવામાં મુજને ઉતારીરે,
વચેથી વરત મેલ્યું વાઢીરે હો; બાગ બગીચામાં પુલ પુલ્યાં-
છેરે હો, પુલી માહારી તનડાની વાડીરે હો. ૨ પ્રેમાનંદ પ્રભુ
જાતાં ન ઓળખો હો, ખેતરી જાયછે દહાડી દહાડીરે હો; સૈ-
યરરે ભુંડી સૈયર શત્રુ શે થઈને લાગી, મુને સ્વપ્નામાંથી જ-
ગાડીરે હો. ૩

કડવું. ૩૪ મું

સાખી.—ચંદા તું તો જીવો ક્રોડ વરસ, સ્વપ્નને થયો સંજોગ;
શ્રાપ દેઉંછું સુરજ દેવતા, મુજ જાગે પડીયો વિજોગ. ૧ સ્વ-
પ્નામાં મહારા પિઊજીશું, અમે કરતાં લીલા લેહેર; અમૃતરસ
હું પીતી હતી, તેમાં તે મેલ્યું ઝેર. ૨ કંથ વિજોગે એ કામ-
ની, ગઈ પંડીતની પાસ; ભુલ જે પુછું પંડીતો, એક દીન કે-

હેતી માસ. ૩ ફરી ફરી પંડીત એ કહે, સાંભળ ઓખા કરજોડ; શોધી લહો એ પિઉશું, એક વરસે ક્રોડ. ૪ ઓખા પુછે ઓ પક્ષીડો, તારી બે પાંખો માગીશ; હું માહારા સજજનને મળી, તારી પાંખો પાછી દઈશ. ૫ પાંખ પ્યારી પંથ તો વેગળો, તારો પિઉ કોણુજ દેશ; માગી તાગી પાંખડીયે, તારા સજજનને કયાંથી મળેશ. ૬ ચાંચ કઢાવું બપઈયા તાહરી, ઉપર ડારૂ લુંણુ; ભીને રંગે પિઉ માહારો, તને પિઉં મળશે કુંણુ. ૭ પિઉ વિજોગે પીલી ભઈ, મારૂ તનમન સુકાઈ જાય; વગરી તું વાહન ચઢી તો, સઉ સફર ના જાય. ૮ લેખ લખ્યા છઠી તણા, તે મટી કયમ જાય; કર્મે લખ્યું તે ભોગવે, તેની પક્ષ કરે જદુરાય. ૯ રાગ ધરાડી.—મધ્ય નીશાં સમેરે, માળીયામાં રોતીરે રાજકુમાર; કયાં ગયો કયાં ગયોરે, બાઈ માહારો સ્વપ્નાનો ભરથાર. ૧ મીંઢળ મારૂં કયાં ગયુરે, બાઈ મારો ચુડલો હતો જે હાથ; ધોતામાં ઢળી ગયુંરે, બાઈ મારે અમૃત આવ્યું જે હાથ. ૨ પીયુ પરદેશીયારે, ભુંડા મને લીધી શે નવ સાથ; આજ વેરણ થઈરે, બાઈ માહારા સ્વપ્નાકેરી રાત. ૩ લાવ સખી વિખ પીઉરે, બાઈ માહારા કાઢું પાપી પ્રાણ; હવે હું કેમ કરૂંરે, બાઈ મને વાગ્યાં વીરહનાં બાણ. ૪ પાપી મારો જીવડોરે, ઓખાબાઈયે પડતું મેલ્યું ધરણ; રોતાં રોતાં જયાં ગયાં રે, ઓખાબાઈયે રોપ્યું વાડીવન. ૫ જઈને પુછુ દ્રુમનેરે, કયાંઈ માહારો દીઠો પ્રાણજીવન; તું ગુણ બેલડીરે, બાઈ જોને કરમ વિચાર. ૬ નાથ મેલી ગયારે, બાઈ માહારાં કોણ

જનમનાં પાપ; આજ વેરણ થઈરે, બાઈ માહારા સ્વપ્ના કેરી રાત. ૭ જોબન મેંતો જાળવ્યુરે, જાણ્યું મારા પ્રભુને ભેટ કરીશ; જો પ્રભુ નહીં મળેરે, હુંતો માહારા પ્રાણ તજીશ. ૮

કડવું ૩૫ મું.

સાખી—ઓખા રૂવે ચીત્રલેહા વિનવે, ઘેલી સૈયર નવ રોય; સ્વપ્ને દીઠું જો નીપજે, તો દુઃખ ન પામે કોય. ૧ જળ વલોવે માંખણ નીપજે, તો લુખુ કોઈ નવ ખાય; મુને વાહાલી હતી અતિ, સખિ તું તો ચિત્રલેહાય. ૨ વેરણ થઈ વિધાત્રી, એણે આડા લખીયા આંક; એકવાર આવે મારા હાથમાં, તો ઘસીને વાઢુ નાક. ૩ કરમ લખાવે તો લખે, ભરીને મેલ્યો આંક; કરણી પ્રાપ્તી ભોગવો, તેમાં વિધાત્રીનો શો વાંક. ૪ વિધાત્રી આપે તેને લક્ષ દીયો, ન આપે તેને છેક; એકવાર પોકારે બારણે, તેને પુત્રી જન એક. ૫ લાંચ લેઈ લખતી હતી, તુંતો આપે સહુથી પેહેલું; મારા પિઉ વિજોગણ ન જાણતી, મારૂ મરણ લખાવતી વેહેલું રે. ૫

કડવું ૩૬ મું.

રાગ આશાવરી—સ્વપ્નું સાચુ ન હોય, સૈયર મારી સ્વપ્નું સાચુ ન હોય; ટેક. એક રંક હતો તે રાજ્ય પામ્યો, સ્વપ્નતાંરમાં સાર; હસ્તી ઝુલે તેને બારણે, રથ ઘોડા પરમ વિશાળ; જાગીને જોવા જાય ત્યારે, ગાંધર્વ ન મળે એક. સ્વપ્નું. ૧ એક નિરધનિયો તે ધન પામ્યો, સ્વપ્નાંતરમાંસાર; તેને દેશ વિદેશે વહાણ ચાલે, વાણોતર છે સાર; જાગીને જોવા લાગ્યો

ત્યારે, કોને લાવે પાસ; સ્વપ્નું. ૨ એક મુરખ હતો તે સ્વપ્નાંતરમાં, ભણીયો વેદ પુરાણ; જાગીને ભણવા જાય ત્યારે, મુખે ન આવડે પાશાણ. સ્વપ્નું. ૩ એક વાંઝીયો તે સ્વપ્નાંતરમાં, વેગે પામ્યો બાળ; તેનું ઘોડીયું ઘોજારે બાંધ્યું, પારણુ પરશાળ; જાગીને જ્યારે જોવા જાય તો, ત્યારે કોનું લાવે બાળ; સ્વપ્નું સાચુ ન હોય, સૈયર મારી સ્વપ્નું સાચુ ન હોય. ૪

કડવું ૩૭ મું.

રાગ કલ્યાણ—ચિત્ર ચાળીને વાનો વાળીને, રંગ ભેળીને પટ મેલીને; લેખણ લાવીને કરમાં સાહીને, રંગ ભરતીરે ચીત્ર કરતીરે. ૧ હવે સ્વર્ગના લોક લખાયરે, લખ્યા સ્વર્ગલોકના રાયરે; ઉપર લોક લખ્યું ને ભુર લોક લખ્યું, જમલોક ને તપલોક લખ્યા. ૨ સત્યલોક લખ્યો ને વૈકુંઠ લખ્યું, ગુણલોક લખ્યો ને ગાંધર્વ દેશ લખ્યો; હવે ઓખાબાઈ તમે ઓરાં આવોને, આમાં હોય તેને આવીને બોલાવોરે. ૩ ઓખા આવીને કાગળમાં જોયરે, એતો રાતે રાતે લોચને રોયરે; બાઉય બાઉય આતો નથી ગમતુરે, એને રણવગડામાં મેલો જઈને રમતુરે. ૪ ચિત્રચાળીને વાનો વાળીને, લેખણ લાવીને કરમાં સાહીને; રંગ ભેળીને પટ મેલીને, હવે પાતાળ લોક લખાયરે. ૫ અતળ લખ્યું ને વિતળ લખ્યું, શેતુતળ લખ્યું ને પાતાળ લખ્યું; તળાતળ લખ્યું રસાતળ લખ્યું, મહાતળ લખ્યું તેણી વારરે. ૬ લખ્યા પાતાળ લોકના રાયરે, નાગલોક લખ્યા તેણીવારરે; વાસુકીનાગ લખ્યા ને ત્રિશ્રક નાગ લખ્યા, પુંડરીક નાગ

લખ્યા ને મણિધર નાગ લખ્યા, શેષ નાગ લખ્યા, તેણીવાર-
રે. ૭ મારી ઓખાબાઈ સહુણી ઓરાં આવોને, આમાં હોય
તેને હશીને બોલાવોને; બાળ્ય બાળ્ય એના દર્પરે, હું શું સ્વ-
પ્નાંતરમાં પરણી આવા સર્પરે. ૮ આતો કાળા લીલા પીળા
સાપરે, લખનારી ચિત્રલેહા તારા બાપરે. ૯ ચિત્રચાળીને વા-
નો વાળીને, દીવો બાળીને કાજળ પાડીને; હવે મૃત્યુલોક લ-
ખાયરે, લખ્યા મૃત્યુ લોકનારાયરે. ૧૦ અજમેર લખ્યું ને અ-
લીયાર લખ્યું, મુલતાન લખ્યું ને મારવાડ લખ્યુ; ખોરાસન
લખ્યો ને બંગાળ લખ્યો ને, એક મુખા લખ્યા ને અષ્ટમુખા
લખ્યા. ૧૧ સ્વાન મુખા લખ્યા મંજાર મુખા લખ્યા, હસ્તિ
મુખા લખ્યા ને ગાંધર્વ મુખા લખ્યા; એકરંગા લખ્યા ને અ-
ગ્નિવાળા લખ્યા, લખી વનસ્પતી ભાર અઢારરે. ૧૨ ઓખા
આવી જુવો ભરથારરે, બાઈ કાગળ લખ્યો તે તારો પાડરે; હું
શું સ્વપ્નાંતરમાં પરણી આવાં ઝાડરે. ૧૩ બાઈ લખતાં તે લે-
ખણ તુટીરે, ખડીઆમાંથી રૂશનાઈ ખુટીરે; થયા કાગળના અં-
બારરે; તને સ્વપ્નુ નથી લાધ્યું સારરે. ૧૪

કડવું ૩૮ મું.

સાખી—સોરઠ દેશ સોહામણો, મુજને જોયાના કોડ; શ્રી ર-
ત્નાગર ને ગોમતી, ત્યાંતો રાજ કરે રણછોડ. ૧ સોરઠ દેશ શો-
હામણો, ન ચડયો ગઢ ગીરનાર; ન ન્હાયો ગંગા ગોમતી,
તેનો એળે ગયો અવતાર. ૨ સોરઠ દેશ સોહામણો, વેલ વેલ
કેલ કરંત; ગંગોદક ભરી કંચુકી, રાય હરી ચરણે ધરંત. ૩

સોરઠ સુઘડ માનવી, રાજ નિતનિત કરે વહેવાર; એકનગર નહીં માનવી, તેને ઉભા ઉભા જુહાર. ૪ રાગ ઝુલારી—આજરે સ્વપ્નામાં દીઠી સોરઠીયાની જાનરે, જાણ્યુરે જાદવરાય આવ્યા પરણવા જો; આજરે સ્વપ્નામાં દીઠી ગોમતીની તીરરે, આજ સ્વપ્નામાં દીઠા હળધરજીના વીરરે; આજરે સ્વપ્નામાં દીઠા સુંદર વર ભરથારરે, તેમાં અડધાં ઉંઘ્યાંને અડધાં જાગતાંરે.

કડવું ૩૯ મું.

રાગ કલ્યાણ.—ચીત્ર ચાળીને વાનો વાળીને, રંગ ભેળીને પટ મેલીને; રંગ ભરતીરે ચીત્ર કરતીરે, લેખણ લાવીને કરમાં સાહીને. ૧ હવે સોરઠ દેશ લખાયરે, ત્યાં નગર લખ્યું દ્વારકાચરે; લખી જાદવપતી રાજધાનીરે, તેની સોભાતો સુરજ સમાણીરે. ૨ લખ્યા જાદવનો પરિવારરે, ઉગ્રસેન લખ્યા તેણીવારરે; કૃતવરમા લખ્યા સાત્વીક લખ્યા, ઓધવ લખ્યા ને અક્રૂર લખ્યા. ૩ વાસુદેવ લખ્યા તેણીવારરે, ઓખા આવી જુવોને ભરથારરે; બાઈ તેતો એંધાણ મળીયાંરે, આ ઘરડાને માંથે પળીયાંરે. ૪ તેને માથે મુગટ કુંડળ કાનરે, એવા જો લખ્યા ભગવાનરે; ઓખા આવી જુવોને ભરથારરે, બાઈ તેના સરખું રૂપ તેના ચાળારે ૫ મારા નાથજી ગોરા ને આતે કાળારે, તેને વડસસરો વડસસરો સહુ કેહેતારે; હું પરણી તારે ચોરી સાહીને રહેતારે. ૬ લખ્યા કૃષ્ણ તણા કુમારરે, એક લાખ ફરતા હજારરે; એંશી આગળ લખ્યા તેણી વારરે, ઓ-

ખા આવી જુવોને ભરથારરે. ૭ એતો રીંછડાના બાગરે, એને માંથે મોટા વાળ; એના કુળમાં મારો કંથ, એને ધાવણના છે દંત. ૮ એતો રૂપાળો ને ઊંચોરે, એને મોઢે નથી મુછો; ત્યારે લખીયા પ્રદ્યુમનરે, ઓખાનું કંઈક માન્યું મનરે. ૯ જાણે હોયકે ન્હોય, મુજને પરણ્યો તેનું મોહોય, એને સગો સસરો સૌ કહેતારે, હું પરણી તારે મારી પાસે રેહેતારે. ૧૦

વલણ.—એમ કહીને અનિરૂધ લખિયા, ક્ષણું ન લાગી વારરે; કરી મલકલડાં ઉભી રહી, બાઈ એ મારો ભરથારરે ૧૧

કડવું ૪૦ મું.

રાગ ઢાળ.—ચિત્રલેહાના હાથમાંથી, પેલું લખિયું પુતળું જેહ; પ્રેમ આણી ઓખા બાઈયે, ઝુટી લીધું તેહ. ૧ કરમાં લેઈને કામની, કાંઈ દેછે આલીંગન; માળીયામાં મેલી ચાલ્યા, પ્રાણતણા જીવન. ૨ આણી વાર હું નાહી જાવા દેઉં, મેં ઝાલ્યો છે છેડો; મારા પિઉજી પરવરો તો, મુજને સાથે તેડો. ૩ ચિત્રલેહા એણી પેર બોલી, સજોડે છે જોડ; તેતો પોહોડયો છે દ્વારકામાં, આતો ચીત્રામણના ઘોડારે. ૪

કડવું ૪૧ મું.

રાગ પરજ.—આપો આણી, એ વર મુને આપો હો આણી; નીકર કાઢું મારો પ્રાણી, એ વર મુને આપો હો આણી. ટેક. મેંતો સ્વપ્ને દીઠો જે છોગાળોરે, તેની પાપણનો છે ચાળોરે; મારૂ મનડું હરયું લટકાળે, તે વર મુને આપો હો આણી. ૧ જેના દીર્ઘબાહુ અજાણરે, મકરાકૃત કુંડળ કાનરે; અંગે શોભે

એ ભીનેવાન, તે વર મુને૦ ૨ જેનાં લક્ષણ વીસને બારરે, મુને પરણી ગયો છે કાલરે; તેને વરસ થયાં દશ બાર, તે વર મુને૦ ૩ વરની લટકંતી છે ચાલરે, મુને પરણી ગયો છે કાલરે; તેને ટપકું કીધું ગોરે ગાલ, તે વર મુને૦ ૪ રાજે પીતાંબર પરીધામરે, મુને કહેતો ગયો નહીં નામરે; ત્યારે ક્યાંથી સરે મારૂ કામ; તે વર મુને૦ ૫ ચીત્રલેહા બોલી વાણરે, સઈયર કેમ થઈ અજાણરે; બાઇ મારી ત્યાંતે જાએ કોણ, તે વર મુને૦ ૬ કોટ કાંગરે ચામુંડાયરે, છપન ક્રોડ છે ચોકી માંયરે; ચક્ર જળહળતું છે ત્યાંયરે, મુને મારે હેલા માંય. તે વર મુને૦ ૭

કડવું ૪૨ મું.

રાગ મારૂ.—ઓખા કહેછે સુણ સાહેલી, લાવ્ય કંથને વેહેલી વેહેલી; બાઈ તુછે સુખની દાતા, લાવ્ય સ્વામીને થાય સુખસાતા. ૧ ચતુરાને કહે ચીત્રલેહા, બાઈ આણ્યાના ઉપાય કેવા દુર પંથછે દ્વારામતી, કેમ જવાય મારી વતી. ૨ ત્યાં જઈ ન શકે રાય શક્ર, રક્ષણ કરે સુદરશન ચક્ર; જાવું જોજન સહસ્ર અગીયાર, તારો કેમ આવે ભરથાર. ૩ નયણે નીરની ધારા વહે છે, કરજોડીને કન્યા કહેછે; બાઈ તારી ગતી છે મોટી, તને કોઈ ન કરી શકે ખોટી. ૪ સૈયરને સૈયર વ્હાલી, છે મેં જમણે હાથે ઝાલી; આપણ બેઉ જણ સંઘાતી, તું પ્રાણદાતા છે વિધાત્રી. ૫ માબાપ વેહેરી છે મારાં, મેંતો ચરણ સેવ્યા છે તમારા; વિધાત્રી તું દીન દયાળ, એમ કહીને પગે લાગી બાળ. ૬ ચિત્રલેહાએ ધારણા દીધી, પછી દેહ પક્ષણીની કીધી. ૭

કડવું ૪૩ મું.

રાગ ઢાળ.—ચિત્રલેહા કહે ઓખાબાઈ, મારે દ્વારકામાં જાવું; પ્રભુના ઘરમાં ચોરી કરવી, નથી લાડવો ખાવું. ૧ અગીયાર સહસ્ર જોજન જાવું, હરવા શ્રી જુગદીશ; સુદરશન જો ચક્ર મળે તો, છેદે મારૂ શીશ. ૨ બાઈ તુજને તાણુતો નવ પડેને, જેમ તેમ વહેલી થાને; લાવ્ય માહારા કંથને તું, ખોટી થાય છે શાને. ૩ જાતી વેળા ઓખા કહેછે, મારો વર છે રૂડો; કરમે મળ્યાં છો કુંવારાં, માટે રખે પેહેરતાં ચુડો. ૪ ચિત્રલેહાએ કહેવા માંડયું, મનમાં રાખો ધીર; તુજ સ્વપ્નામાં પરણી ગયો, મારી માડી જાયો વીર. ૫ ત્યારે ઓખા કહેવા લાગી, જોઈ રહી વાટડી; મારો વર રૂડો જાણી, રખે ઓઢતી ઘાટડી. ૬ હું નહીં ઓઢું ઘાટડી, તું એ શી બોલી વાત; તુજ સ્વપ્નામાં પરણી ગયો, મારી માડી જાયો ભ્રાત. ૭ એવું કહીને ઉત્પતી તે, પવન વેગે જાય; આકાશ મારગે સંચરી, પોહોચી ગોમતી માંય. ૮ ગોમતીમાં મરદન કરયું, ને વિચારિયું તે ઠામ; પ્રભુના ઘરમાં ચોરી કરવી, નહી એકલાનું કામ. ૯ પછી તેણે નારદ મુની સંભારયા, તતક્ષણ આવ્યા ધાઈ; કહેરે મુજને કેમ સંભારયો, ચિત્રલેહા બાઈ. ૧૦ બાણાસુરની દીકરીને, લાગ્યું છે સ્વપંન; અનિરૂદ્ધ સેજે વરી ગયો, વિહ્વળ થયું છે મન. ૧૧ ચોરી કરવા હું આવી, સુદર્શન આડું થાય; તે માટે તમને સંભારયા, કરવા માહારી સહાય. ૧૨ નારદ કહે છે એરે બાઈ, એમાં તે શું કામ; એક તામસી વિદ્યા એવી ભણાવું, ઊંઘે

બાધું ગામ. ૧૩ ચીત્રલેહા કહે સાચું કહ્યું, પણ છેતરવા જુ-
ગદીશ; પેહેલું સુદર્શન ચક્ર મળે તો, છેદે મારૂ શીશ. ૧૪ ચ-
ક્રની ચિંતા નવ કરશો, જે માર્ગે જાશે ચોકી ફરવા; તેરે મારગે
હું જઈશ, બેસાડીશ વાતો કરવા. ૧૫ પછી તામશી વિદ્યા ભ-
ણાવી, જીભે જપતી જાય; ચોસઠ કળામાં ચામુંડા ને, ડબક
ડોલું ખાય. ૧૬ ગામ તો ઘારણ પડયુંને, ઉંઘ્યા સઘળા લોક;
ચિત્રલેહા નગરમાં પેઠી, મુકી મનનો શોક. ૧૭ નારદે વિચા-
રયું ચિત્રલેહા, અનિરૂદ્ધને લેઈ જાશે; શીવને શામળીયો વઢ-
શે, જુદ્ધ જોવા જેવું થાશે. ૧૮ ચક્ર ચોકી ફરતું આવ્યું, મા-
રગમાં નિરધાર; તે મારગે સામા મળિયા, નારદ બ્રહ્મકુમાર.
૧૯ નારદ કહેછે ચક્રને, તુ દાહાડી જાયછે ફરવા; એક ઘડી વાર
બેશને, મુજ સાથે વાતો કરવા. ૨૦ તુને હુંતો કયાં મળીશ, તું
સાચી કેહેને વાત; કોઈ દાહાડો મુજને સંભારે, દ્વારકાંનો નાથ.
૨૧ ચક્ર મુખથી બોલીયું, વળી મારૂં તે ધન ભાગ્ય; તમારાં
દરશનનો તો, કયાંથી પામુ લાગ. ૨૨ ભોળુ ચક્ર સમજ્યું
નહીં, બેઠુ નિરાંતલું થઈ; પેલી નારી પેઠી નગ્રમાં, ચોરી કર-
વા ગઈ. ૨૩ જોતી જોતી જયાં ગઈ, ક્રશ્ન તણું રે ભોવન; ત્યાં-
થી આઘેરી પરવરી, જયાં પહોડયો પ્રદયુમન. ૨૪ ત્યાંથી આ-
ઘેરી પરવરી, મહા વિષ્ટ કેરો વીર; સોડ ઘાલીને પહોડીયો, મ-
હા ધનુષધારી ધીર. ૨૫ હમણાં જો હું એને જગાડું, માહારા
મારી કરે કડકાય; સાંથે હીંડોળો લેઈ લીધોને, ઉલટ અંગ ન
માય. ૨૬ જુગત અંબે જે જુગત અંબે, કરંતી તે જાય; હીં-

ડોળો લેઈ જાતાં દીઠો, નારદે તો ત્યાંય. ૨૭ હીંડોળો લેઈ પર-વરાને, સમર્યા વૈકુંઠરાય; પવન વેગે સંચરી, આકાશ મારગે જાય. ૨૮ બે ઘડીમાં આવી પોહોચી, શોણીતપુર મોઝાર; તે ઠેકાણે નારદજીએ, મન કર્યો વિચાર. ૨૯ એ જ્યારે ગઈ ત્યા-રે, હું એ મારે જાઉં; તેણે તેનું કામ કરયું, હું ખોટી શીદને થાઉં. ૩૦ નારદ કહેછે ચક્રને, તું નિકળ્યું ચોકી ફરવા; આવડી વાર મુરખ કેમ બેઠું, મુજ સાથે વાતો કરવા. ૩૧ નારદ કહે છે ચક્રને, ઉઠ રાખ્ય તારૂં ગામ; કાલે પછી ચોરી થશે, તું ન લેઈશ મારૂ નામ. ૩૨ આકાશ મારગે પક્ષીણી, તે વેગે ચાલી જાય; ઓખા બાઈ તો વાટ જુવે છે, મંદીર માળીયા માંય. ૩૩ વા વાયને બારી હાલે, ખડખડાટ બહુ થાય; ચિત્રલેહા પાપણી તે, હજુએ ન આવી આંય. ૩૪ ચિત્રલેહા ચાલી આવી, મં-દીર માળીયા માંય; ભલે લાવી ભલે લાવી, હું જગાડું ભ-રથારરે. ૩૫

કડવું ૪૪ મું.

રાગ આશાવરી.—ઉંઘ્યા પેઉને જગાડીયે, ભર નિદ્રામાંથી ઉઠાડિયે; મન સંગાથે એવાં બીજીએ, બ્રહ્મહત્યા તો શીદ લી-જીયે. ૧ ભરથાર પેહેલી ભામની, જે અન્ન રાંધીને ખાય; વા-ગોળ થઈને અવતરે, ઉંધે મસ્તકે ટંગાય. ૨ ભરથાર પેહેલી ભામની જે, સુવે સજ્યા માંય; આંધળી ચાકરણ અવતરે, પડે મારગ માંય. ૩ ભરથારનુ જે કહ્યું ન માને, આપ મતી જે ના-રી; તેતો નારી અવતરે, કાંઈ બીલાડી મંઝારી. ૪ ભરથારનું

જે કહ્યું ન માને, કરે તરફોડા કંથ; હડકાઈ કુતરી અવતરે, એને માંથે પડશે જંત. ૫ ઓખા કહે છે ચિત્રલેહાને, તુંતો બોલે આપ; પેઉ પોહોડયો હોય પારણે, કરડવા આવ્યો હોય સાપરે.

કડવું ૪૫ મું.

રાગ સાખી---સ્ત્રી ચરિત્ર અનેરડાં, કોઈ તેનો ન લહે મરમ; સ્ત્રી શામને ભોળવે, પણ ખોયો પોતાનો ધરમ. ૧ રાગ ઢાળ. ઓખા કહે છે ચિત્રલેહાને, હવે ન બોલીશ આડું; તું કહે તો મારા પેઉને, પગ ચાંપી જગાડુ. ૧ ચિત્રલેહા કહે ઓખાબાઈ, આવડી ઉતાવળી શું થાય; એ મોટાનો કુંવર કહાવે, કાંઈક હશે હથિયાર. ૨ ઓશીકે જઈ જોવા લાગી, તો મોટી એક ગદાય; ઉપાડીને અળગી કીધી, ઓખા ચાંપે પાયરે. ૩

કડવુ ૪૬ મું.

રાગ મારૂ.—મહા બળીયો તે જાગીયો, તેના બળનો નાવે પારરે; હરૂડ હાક મારી, કીધો છે હોકારરે. ૧ રમક ધમક ડગલાં, વાગે ઠારો ઠારરે; આતો ન હોયરે ન હોય, મારા બાપજીનું ગામરે. ૨ દ્વારીકામાં વસે, સઘળા વૈષ્ણવ જનરે; અહો રાત્રી બેઠા કરે છે, ત્યાં સહુ કીરતનરે. ૩ ભજનનાદ કેરા ચરડકા, તે હોય અપારરે; ભુત ભૈરવ જોગણી, અસુર કોઈની નારરે. ૪ ડાકણી છો સાકયણી, છો કોણ છો બલાયરે; ચિત્રલેહા કહે છે વીરા, ખમા ખમા ખમાયરે. ૫

કડવું ૪૭ મું.

રાગ દેવગ્રી.---અનિરૂદ્ધ તે જાગીને પેખે, ભુવનથી આરડા

દેખે; કોણ કારણ અમને લાવીયાં હો, ચિત્રલેહા બોલી શીર નામી. ૧ તમને લાવીછું જાણી, ઓખાને કરો પટરાણી; વર વરવાને અરથે હો, તમને લાવીયાં હો. ૨ તમે બે નારી છો ધન્ય, દિસોછો કુંવારી કન્યા, પરણુ તો થાય છે અન્યા; કેમ પરણુ હો અશુરનંદની હો. ૩

કડવું ૪૮ મું.

રાગ ધવળ---બાણાસુરની નગરીમાં, ગડગડીયાં નિશાનરે; એણુને શબ્દે અનિરૂદ્ધ જાગીયારે. ૧ જાગ્યા જાદવ રાય, જુગતી ન દેખેરે; પેખેરે પેખે અસુરનાં માળીયાંરે. ૨ આતો ન હોય અમારી નગરી, ન હોય અમારૂ ગામરે; નહોય નહોય કનકની દ્વારિકારે. ૩ નહોય અમારી વાડીરે, અમે રમતા દહાડી દહાડીરે; ન હોય ન હોય પુષ્પ કનકનો ઢોલીયોરે. ૪ અહિયાં નાદ ઘણા વાગે, રણતુર ઘણેરાં ગાજેરે; ન હોય ન હોય શંખ શબ્દ સોહામણોરે. ૫ મને કેઈ રંડા લાવીરે, મારી દ્વારીકાં છંડાવીરે; કેઈ રે ભામનીયે મુજને ભોળવ્યોરે. ૬ આતો ઉંચા ઉંચા માળ, લોઢે જડયાં કમાડરે; રત્નાગર સાગર શે નથી ગાજતોરે. ૭ ચિત્રલેહા બોલી આળરે, તમે જોઈને દેજો ગાળરે; આવ્યા છો આ કન્યા સુખે વરોરે. ૮ ત્યારે અનિરૂદ્ધ બોલ્યો વાત, મુછ ઘાલી હાથરે; જાણી જોઈને જાત ગળીમાં કેમ બોળીયેરે. ૯ મારો વડવો જુગજીવન, અમે પ્રદ્યુમનરાયના તનરે; તે માટે નહીં પરણું દૈતની દીકરીરે. ૧૦ ચિત્રલેહા બોલી વાતરે, ઢાંકી રાખો તમારી જાતરે; હવડાં વાતો કાઢીશ

વડઉવા તણી. ૧૧ સનકાસુરને મારીરે, સોળ હજાર લાવ્યા નારીરે; તારા સમજો તારા બાપે એકે નથી પરણીરે. ૧૨ એક લગ્ને વરીયા, નવ પુછયાં કુળને પરીયાં રે; જાત ભાત કોઈની પુછી નહીરે. ૧૩ તારા બાપની જે ફઈ, અરજુન સન્યાશીને ગઈ રે; મોં કાઢીને બોલે એવું છે નહીરે. ૧૪ જેણે વાયો વંદ્રાવનમાં વંશ, જેણે મારયો મામો કંસ; ધાવતાં મારી માસી પુતનારે. ૧૫ ધાવતાં મારી માસીરે, કરી રાખી કંસની દાસીરે; કુબજાના કુળની વાતો કહેતાં નથીરે. ૧૬ તારો વડવો દધી માંખણનો ચોર, ચારયાં વંદ્રાવનમાં ઢોરરે; છાશ પીનેતો ઉછરીયોરે. ૧૭ સત્રાજીતને કાજેરે, મણી લેવા ગયા માહારાજરે; ત્યાંથી પરણી લાવ્યા જાંબુવંતી રીંછડીરે. ૧૮ લાંબા નખને ટુંકા કેશ, વરવો દીસે એનો વેશરે, ભુંડા મુખના છુંછા ઉપર શું મોહી રહયોરે. ૧૯ કહેતો વાત વધારી કહીએ, નીકર અહિયાં છાંનાં રહીએરે; પુછો છો તો કન્યાનું કુળ સાંભળોરે. ૨૦ એનો વડવો જુગજીવન, એનો વડવો કઈલાશનો રાજનરે; ઓખાની માડી તો ઉમીયા સતીરે. ૨૧ હિમાચળની ભાણેજીરે, ગણુપતી તેનો વીરરે; ઉમીયાના અરધાંગે ઓખા ઉપનીરે. ૨૨ તારો વડવો જુગજીવન, તેમ એનો વડવો બળીરાજન; એક સમે બળીરાયે જજ્ઞ માંડીયોરે. ૨૩ બળીરાજા જગનનો અધીકારી, તારો વડઉયો ભીખારીરે; સાડાત્રણ ડગલાં માટે કર જોડીયારે. ૨૪ આટલી વડાઈ શાને કરોછો, એના બાપની ભુમીમાં રહોછોરે; કરમ હીણુના કપાળમાં કોઈ ચોઢે ન-

હીરે. ૨૫ કહેતો વાત વધારી કહીયે, નીકર આંહીથી છાંનાં રહીયે; આવ્યાછો તો આ કન્યા સુખે વરોરે. ૨૬

કડવું. ૪૯ મું

રાગ ઢાળ—અનિરૂદ્ધ વળતો કોપીયોને, કયાં ગઈ મારી ગદાય; તમારા બે જણના હવે, મારી કરૂં કટકાય. ૧ તમે જાણ્યું અહીંયા લાવી, કર્યું ભલેરૂ કામ; તમને બે જણને મારી, ઉડીજાઉ દ્વારીકાં ગામ. ૨ ઓખા ત્યારે થર થર ધ્રુજી, વેગે આવી આડ; મારા પેઉજીને હું મનાવું, તું લાવી તે તારો પાહાડરે. ૩

કડવું ૫૦ મું.

રાગ સીધવો—માહારા સોરઠીયા સુજાણ, મળ્યા મને મેલસો માં; મારા જીવના જીવન પ્રાણ, મળ્યા મને મેલસો માં.૧ મારા શરીરના સણગાર, મળ્યા મને મેલસો માં; મારા હૈડાકેરા હાર, મળ્યા મને મેલસો માં. ૨ મારી સાસુડીના જાયા, મળ્યા મને મેલસો માં; સ્વપ્ને શીદ ઝાલ્યો તો હાથ, મળ્યા મને મેલસો માં. ૩ તમને દાદાજીની આણ, મળ્યા મને મેલસો માં; તમે ચાલો તો કાઢુ પ્રાણ, મળ્યા મને મેલસો માં. ૪ ત્યારે અનિરૂદ્ધ બોલ્યો વાણ; સાંભળ સુદરી; અબળાયે નાંખ્યા બોલ, અમશું ઉથલડી. ૫ મારા વડાઉવાની વાત, કાઢીને વઢી; ત્યારે ઓખા બોલી વાણ, એછે દાસલડી. ૬ કૌભાંડની તનીઆય, પગની ખાસલડી; ત્યારે અનિરૂદ્ધ બોલ્યો વાણ, હવે હું તને વરૂ. ૭ તમે ગાળો દીધી સાર, મારૂ વેર વાળ્યું; ચિત્રલેહા બોલી વાણ, ગાળો દીધી સહી; તમે બે થ-

યાં છો એક, પરણાવું નહી. ૮ પરણુવાની પેર, સઘળી મેં લ-
હી; મને મળીયા નારદ મુન્ય, વિદ્યા શીખવી; ત્યારે ઓખા
બોલી વાણુ, હવે વાર શાની; પરણાવ માળીયા માંય, રાજ-
કુંવર નાહાની. ૯

કડવું ૫૧ મું.

રાગ ધોળ—માળીયામાં મીથ્યા અગ્નિ પ્રગટ કીધારે, મા-
ળીયામાં દેવતા સાક્ષી લીધારે; માળીયામાં નારદ તુબર વાય-
રે, માળીયામાં કળસ ચોરી બંધાયરે. માળીયામાં પેહેલું મં-
ગળ વરતાયરે, પેહેલે મંગળ શાં શાં દાન અપાયરે; ચિત્રલેહા
આપેછે કરની મુદ્રીકાયરે, દાન લેછે ક્રશ્નતણો સંતાનરે. મા-
ળીયામાં બીજુ મંગળ વરતાયરે, બીજે મંગળ શાં શાં દાન
અપાયરે; ચત્રિલેહા આપેછે સોળ શણગારરે, દાન લેછે ક્રશ્ન-
તણો સંતાનરે. માળિયામાં ત્રિજુ મંગળ વરતાયરે, ત્રીજે મં-
ગળ શાં શાં દાન અપાયરે; ચિત્રલેહા આપે છે નવસર હારરે,
દાન લેછે ક્રશ્નતણો કુમારરે. માળિયામાં ચોથુ મંગળ વરતા-
યરે, ચોથે મંગળ શાં શાં દાન અપાયરે; ચિત્રલેહા આપે છે
ગાયોનાં દાનરે, દાન લેછે ક્રશ્નતણો સંતાનરે. માળીયામાં સ-
મે વરતે સાવધાનરે, માળીયામાં આરોગ્યા કંસારરે; માળિ-
યામાં ચાર સોભાગ્યવતિ તેડાવોરે, ઓખા બાઈને સોભાગ્યવ-
તિ કહી બોલાવોરે. માળિયામાં ઓખા અનિરૂદ્ધ પરણી ઉ-
ઠયાંરે, માળિયામાં સોનઈયે મેરૂ તૂઠયારે.

કડવું ૫૨ મું.

રાગ ચોપાઈ ત્રિતાળ.—બોલ્યા શુકજી પ્રેમ વચન, સાંભળ પરિક્ષત રાજન; મળિને બેઠી બેઉ સૈયર નારી; બોલી વચન કૌભાંડ કુમારી. ૧ સુખ ભોગવો શ્યામને સ્વામી, ચિત્રલેહા કહે શિરનામી; બાઈ તું કરજે પિઉનાં જતન, રાંક હાથે આવ્યું રતન. ૨ વરકન્યા સુખે રેહેજો, બાઈ મુજને જાત્રા દેજો; અન્ન બેનું આપેછે રાય, ત્રીજું માણસ કેમ સમાય. ૩ તમો નરનારી ક્રિડા કીજે, હવે મુજને આજ્ઞા દીજે; બોલી ઓખા વળતી વાણી, મારી સઈયર થઈ અજાણી. ૪ હવે સતી ઓખા વળતી ભાખે, બાઈ કેમ જીવું તુજ પાખે; આપણ બે જણ દિન નિરગમશું, અન્ન વેંચીને જમીશું. ૫ દુઃખ થાશે તો દઈશું થાવા, પણ નહીં દેઉ તુજને જાવા; બેની હુંતો રહીશ ભુખી, તુજને નહીં થવા દેઉ દુખી. ૬ હુંતો આપીશ મારો ભાગ, હમણાં નથી જવાનો લાગ; માબાપ વેરી છે માહારા, મેંતો ચરણ શેવ્યા છે તમારા. ૭ તુજ તાત ઘેર ન જવાય, જાણ્ય બાણાસુરને થાય; ચિત્રલેહા કહે સુણ વાણી, મારી સૈયર થઈ અજાણી. ૮ પ્રધાન પુત્રી કહેવાઊછું માત્ર, હું છું બ્રહ્માણીનું ગાત્ર; તુજ અર્થે લીધો અવતાર, મેળવ્યાં નારી ભરથાર. ૯ એમ કહી કરી પ્રસન્ન, ચિત્રલેહા ગઈ બ્રહ્મ સદન; ઓખાયે આંખડી ભરી, કંથે આસના વાસના કરી. ૧૦ સ્વામી આશા બાંધી નારી, પછી ચિત્રલેહાને વિસારી; જે દાહાડે તુજને સ્વપ્ન, તે દહાડે મુજને સ્વપ્ન. ૧૧ જાણે પરણ્યો છું ઓખા નારી, ઊઘાડી મેલીતી બારી; બેને સરખી વિજોગની પીડા, નરના-

રી કરે કામ ક્રિડા. ૧૨ બેની ચડતી જોબન કાયા, પ્રિત બંધને બાંધી માયા; નેહ જણાવે છે ઓખા નારી, રમે અનિરૂદ્ધ કુંજબિહારી. ૧૩ જે જોઈયે તે ઉપર આવે, ભક્ષ ભોજન કરે મન ભાવે; પહોત્યો ઓખાનો અભિલાખ, પછી આવ્યો અસાડ તે માસ. ૧૪ આવ્યા વર્ષાકાળના દન, મેહ ગાજે વરસે બહુ પરજન્ય; બોલે આકાશે વિજળી કરી, બોલે કોકીલા વાણી મધુરી. ૧૫ મહા તપસીનાં મન ડોલે, ત્યાંતો મોર બપૈયા બોલે; તેમ મરદન કરેછે અંગે, કેસર ચંદન ચરચે રંગે. ૧૬ આંખે અંજન આભ્રણ સાર, કરે તંબોળ કેરા આહાર; તપે નીલવટ ચાંદલો તેવો, ચંદ્ર સરદ પુનમના જેવો. ૧૭ શીશ ફુલ સેંથો સીંદુર, તેને મોહ્યો અનિરૂદ્ધ સુર; કાને ઝાલ ઝમકતી જોઈ, કામ કુંવર રહ્યો છે મોહી. ૧૮ નાકે સોહિયે મોતીની વાળી, તેને રહ્યો અનિરૂદ્ધ નિહાળી; મોહ્યો મોહયો ભ્રકુટીને જોડે. મોહયો મોહયો મુખને મોડે. ૧૯ મોહયો મોહયો છું ટીલાવટે, મોહયો મોહયો કેસ કલંકે; મોહયો મોહયો ઘુઘરાને ઘમકે, મોહયો મોહયો ઝાંઝરને ઝમકે. ૨૦ દીઠું મેડીયે સુંદર કામ, તેણે વિસાર્યું દ્વારીકાં આમ; ઘણું ભક્ષ ભોજન કરે આપ, તેણે વિસાર્યાં માને બાપ. ૨૧ પામ્યો અધરામૃત પકવાન, તેણે વિસાર્યું હરીનું ધ્યાન; ઓખા સુખતણે સાગર, તેણે વિસાર્યો રત્નાગર. ૨૨ અનિરૂદ્ધની ચાલે છે ગમતી, નારી હીંડે નરને નમતી; નારી નારી મુખે ઓચરતા, હીંડે ઓખાની પુંઠળ ફરતા. ૨૩ ઘેલો કીધો મરજાદા મેલી, નવ સુજે દીવસ

કે રેણી; રાતદિન નિરગમે છે રમી, ચારે આંખે ઝરે છે અમી. ૨૪ સુધબુધ તો વિસરી તહી, એટલે ચોમાસું ગયું વહી. વલણ—ચોમાસું તો વહી ગયું, આવ્યો આસો માસરે; કન્યા ટળી નારી થઈ, ઓખા પામી સુખ વિલાસરે.

કડવું ૫૩ મું.

રાગ મલાર—વર્ષાઋતુ વહિ ગઈરે, રમતાં રંગ વિલાસ; સુખ પામ્યાં ઘણું રે, એટલે આવ્યો અશ્વીન માસ. ૧ એક સમે સઈયર આવી, સરદપુનમની રાત; માણેકઠારી પુરણીમારે ઉત્તમ દિસે આસો માસ. ચંદ્રમાને કીરણેરે, બેઠાં હિંડોળે નરનાર; હાશ વિનોદમાંરે, કરતાં વિવીધ વિલાસ. ૩ રક્ષકરાયનારે, તેણે દીઠી રાજકુમાર; કન્યા રૂપ ક્યાં ગયું રે, ઓખા દીસે હવે નાર. ૪ ચિત્રલેહા ક્યાં ગઈ રે, એકલી દિસે છે ઓખાય, રાતી રાતી આંખડીરે, ફુલ ફુલી દીસે છે કાય. ૫ હીંડે ઉર ઢાંકતીરે, શકે થયાછે નખપાત; અધરપે શાંમતારે, કોઈક પુરૂષ દંતનો ઘાત. ૬ સેવક સંચર્યોરે, એવો દેખીને વિચારી; મંત્રી કોભાંડનેરે, જઈને કહ્યા સમાચાર. ૭ પ્રધાન પરવર્યોરે, જ્યાં છે અસુર કેરો નાથ; રાયજી સાંભળોરે, મંત્રી કહેછે જોડી હાથ. ૮ લોકીક વારતારે, કાંઈક આપણને લંછન; જીભ્યા છેદીયેરે, કેમ કહીયે વર્જર વચન. ૯ બાળકી તમતણીરે, તેતો થઈછે નારી રૂપ; વારતા સાંભળીરે, આસનથી ઢળીરો ભુપ. ૧૦ ધ્વજા ભાગી પડીરે, એતો અમથી અકસ્માત; બાણ કોપ્યો ઘણું રે, મંત્રી સાંભળી સાચી વાત. ૧૧ શિવે કહ્યું તે થયુંરે, તારી ધ્વજા

થશે પતન; તે વારે જાણુજેરે, રીપુ કોઈક થશે ઉત્પન્ન. ૧૨ જુઓ મંત્રી તમોરે, જા પુત્રી કેરી પેર; તેને કોઈ જાણે નહીંરે, તેમ તેડી લાવો ઘેર. પ્રધાન પરવર્યારે, સાથે ડાહ્યા ડાહ્યા જન; ઓખાને માળીયેરે, હેઠે રહીને કહે છે વચન. ૧૪ કઉભાંડ ઓચર્યોરે, ઓખાજી દયોને દરશન; ચિત્રેલેહા કયાં ગઈરે, ચાલો તેડે છે રાજન. ૧૫ થર થર ધ્રુજતીરે, પડી પેટડીઆમાં ફાળ; શું થાશે નાથજીરે, આવી લાગી મહા જંજાળ. ૧૬ તમે રખે બોલતારે, નાથજી દેશો માં દરશન; મુખ ઉડી ગયુંરે, ઓખા નિર ભરે લોચન. ૧૭ બાળા બહુ વ્યાકુળીરે; કાંઈ કદળીકેરે વરણુ; કશણુ કસ્યા વીનારે, કંચુકી પેહેરી અવળે વરણ. ૧૮ બારીએ બાળકીરે, ઉભી રહીને ત્યાં આવી; કોભાંડે કુંવરીનેરે ભયંકર વચને બોલાવી. ૧૯ ચિત્રલેહા કયાં ગઈરે, તું એકલડી દીસે બાળ; કન્યારૂપ કયાં ગયુંરે, ખીજશે બાણાસુર ભુપાળ. ૨૦ શરીર સંકોચતીરે, કરતી મુખડા કેરી લાજ; ઘરમાં કોણ છેરે, મુજને સાચુ કહોને આજ. ૨૧ ગળસ્થળ કર ધરીરે કોઈ પુરૂષ દંતને ઘાત; શણગટ તાણતીરે, બોલી ઓખ ભાગી વાત. ૨૨ દીલ સારૂ નથીરે, ચિત્રલેહાયે કીધું સયન; તેણે હું આકળીરે, દુખણી નીર ભરયું લોચન. ૨૩ મંત્રી ઓચર્યોરે ઓખા બોલી આળપંપાળ; હેઠાં ઉતરોરે, નહીં તો ચહડીને જોઈશું માળ. ૨૪

વલણ.—માળ જોઈશું તમતણો, ભાગસે તમારો ભારરે; એવું જાણીને ઉતરો, રાય કોપ્યા છે અપારરે.

કડવું ૫૪ મું.

રાગ સામગ્રી.—કન્યાયે ક્રોધ જણાવીયો, હાકોટયો પ્રધાન; લપંટ બોલંતો લાજે નહી, ઘડપણે ગઈ સાન. કન્યાએ. ૧ પાપી પ્રાણ લેવા ક્યાંથી આવિયો, બોલતો ક્ષુદ્ર વચન; એ વાત સારૂ કીધી જોઈશે, જીભડલી છેદન. કન્યા. ૨ હુંતો ડાહ્યો દાનવ તુને જાણતી, ભારેખમરે કઉભાંડ; એવું આળ કોને ન ચડાવીયે, ભાગી પડેરે બ્રહ્માંડ. કન્યાએ૰ ૩ કહેવા દેને તું મારી માતને, પછી તારી વાત; હત્યા આપુ તુજને, કરૂં જંપાપાત. કન્યા૰ ૪ કઉભાંડ લાગ્યો પછી કંપવા, પુત્રી પરમ પવીત્ર; પછી કાલાવાલા માંડીયા, ન જાણ્યું સ્ત્રી ચરિત્ર. કન્યાએ૰ ૫ બાઈ રાજાએ મુજને મોકલ્યો, લોકે પાડયો વિરોધ; ઓખાજી પુછયા માટે; આવડો શો ક્રોધ. કન્યાએ૰ ૬ એવું કહેતાં સેવક મોકલ્યો, બાણાસુરની પાસ; રાજાએ મંત્રીને કહાવીયું, જુઆ ચઢીને અવાસ. કન્યાએ૰ ૭ કઉભાંડ કોપ કરીને ગાજીયો, વજડાવ્યાં નિશાન; માળીએથી બંને ઉતરો, બાણાસુરની આણ કન્યાએ૰ ૮ દાસને આપી આજ્ઞા, સ્થંભ કરોને છેદન; ઓખાએ આંસુડાં ઢાળીયાં, ચંપાશે સ્વામીન. કન્યા૰ ૯ હોકરો અસુરનો સાંભળી, ઉભો થયો અનિરૂદ્ધ; મેઘનીપેરે ગાજીયો, કંપી નગરી બુધ. કન્યા૰ ૧૦ મંત્રી કહે સુભટ સાંભળો, કોઈ જોધ્ધો બોલ્યો આંહી; આપણા નાદે ઉઠીયો, મેઘ શબ્દથી સહી. કન્યાએ૰ ૧૧ ઓખાએ નાથને બાથમાં ઘાલીઓ, શું જાચોછો વહી; મરડી જાઓ જુદ્ધને, હવડાં જાઊં કહી. કન્યા૰ ૧૨

આશો ઉઘમ વઢવા તણો, નથી બાપનું ધામ; દાનવને માનવ જીતે કહીં, ન હોય રૂતુ સંગ્રામ. કન્યા૦ ૧૩ નાથ કહે સુણ સુંદરી, વાત સઘળે થઈ; હવે ચોરી શાની આપણે, બેશીયે બારી જઈ. કન્યા૦ ૧૪

વલણ.—જઈ બેઠાં નરનારી બન્ને, વાત વિપ્રીત કીધીરે; છજે ભજે કામ કુંવરી, ઓખા ઉછંગે લીધીરે.

કડવું ૫૫ મું.

રાગ રામકળી—જોડી જોવાને જોધ્ધ મળયા ટોળેજી, ઓખા બેસારી અનિરૂદ્ધ ખોળેજી; કંઠમાં બાંવલડી ઘાલી બાળાજી, દેખી કઉભાંડને લાગી જવાળાજી. ૧

ઢાળ.—જવળા પ્રગટી ઝાળ પ્રગટી, સુભટ સહુ જોવા મળયા મંત્રી કહે ભાઈ સબળ શોભે, જેમ હરી ઉછંગે કમળા. ૧ લઘુ સ્વરૂપને લક્ષણવંતો, આવી સુતાસંગ બેઠો; જયાં પરશ નહી પંખીતણો તે, માળીયામાં કેમ પેઠો, ૨ નીશંક થઈને છજે બેઠાં, નિર્લજ નરને નારી; હાસ્યવિનોદ કરે ઘણો ને, લજયા ન આણે મારી. ૩ ઓખાયે અપરાધ માંડયો, ધાઈ ધાઈ લેછે સોઈ; પ્રધાન કહે એ પુરૂષ મોટો, કારણ દીસે કોઈ. ૪ અંબુજ વરણી આંખડીને, ભ્રકુટી રહી ખમ ખમી; રોમાવળી વાંકી વળી, વઢવા રહ્યો ટમટમી. ૫ માળ ધર્યો સુભટ સર્વે, બોલેછે આનંદ; અહો વિભિચારી ઉતર હેઠો, એમ કહે કઉભાંડ ૬ અલ્પ આયુશના ધણી, જમપુરીના મારગ સત્ય; અસુર સરીખા રીપુ માંથે, કેમ થઈ બેઠો સ્વસ્થ. ૭ બાણારાયની દી-

કરી, તેને ઈંદ્રે ન થાય આળ; તે રાજકુંવરીની સંગે, તું ચઢીને બેઠો માળ. ૮ સાચુ કહે જેમ શીશ રહે, કોણ નાત કુળને ગામ; યથારથ તું ભાખજે, કેમ સેવ્યું ઓખાનું ધામ. ૯ અનિરૂદ્ધ વળતી બોલીયો, સાંભળો સુભટ માત્ર; ક્ષત્રીનંદન હું ઈચ્છાયે, આવ્યો બાણુનો જમાત્ર. ૧૦ મંત્રી કહે અલ્યા બોલ્ય વિચારી, ઉતરશે અભીમાન; જમાત્ર કોનો બાળકો, કોને દીધું કન્યાદાન. ૧૧ અપરાધ પુરણ ઉતર હેઠો, તને બાણુરાયની આણ; આ દાનવ તારા પ્રાણ લેશે, મરણ આવ્યું જાણ. ૧૨ વિચાર જાણે જીવ્યાનો, જો પડયો વરાંસે ચુક; સીંહ હોયતો હાંકે ઉઠે, પણ દીસેછે જાંબુક. ૧૩ બેઉ જણાનેજોઈને, પાછો ચાલ્યો કૌભાંડ; કૌભાંડનું વાયક સાંભળી, બોલ્યો બળીરાજાનો તન. ૧૪ સાંભળતામાં ચાર લાખ યોદ્ધા, મોકલ્યા તતકાળ; તે ઓખાયે દીઠા આવતા, પડી પેટમાં ફાળ.

કડવું પદ મું.

રાગ પરજ.—કામનીયે જ્યારે કટક દીઠું, ઓખા થઈ નિરાશ; અરે દઈવ આ શું કીધું, મારા મનમાં હતી મોટી આશ. ૧ વાલા કેમ વઢશોરે વઢશો, મારા પાતળિયા ભરથાર; વાલા કેમ૦. ૨ ટેક. અરે પીયુ તમે એકલા, કરમાં નથી ધનુષ્ય ને બાણ; એ પાપી પીતા કોપીયો, તે લેશે તમારા પ્રાણ. વાલા૦ ૧ આછી પોળી ઘીયે ઝબોળી, માંહે આંબારસ ઘોળી; તમે જમતા હું પીરસતી, ભરી કનક કચોરી. વાલા૦ ૨ આલોટે પાલોટે અવનીપર, રૂદન કરે અપાર; બોલાવી બોલે ન-

હીં, નઈણે વરસે આંસુની ધાર. વાલા૦ ૩ વળી બેઠા ઉઠે ને વલી, થાય વદન વીકાશણુ વીર; તીવ્ર બાણ જ્યારે છુટશે, સેહેશો કેમ કોમળ શરીર. વાલા. ૪ મારા માતપિતાને જાણ થયું ને, કટક મોકલ્યું પ્રૌઢ; પાપી બાપે કાંઈ નવ જાણ્યુ, બાણાસુર મહા મુઢ. વાલા૦ ૫

કડવું ૫૭ મું.

રાગ ઢાળ—ઘેલી નારી કાલાવાલા, જે કરે તે ફોક; અમો એવું જુદ્ધ કરીયે, તે જાણે નગરના લોક. ૧ તું જાણે પિઉ એક્લાને, હાથ નહીં હથિયાર; તારા બાપે ચાર લાખ મોકલ્યા તે, મારે મન છે ચાર. ૨ તું જાણે પિઉ એકલાને, કર નથી ધનુષ્ય ને બાણ; એક ગદા જ્યારે ફરશે ત્યારે, લેઈશ સર્વના પ્રાણ. ૩ ચિત્રલેહા ચતુર નારી, વિધાત્રીનો અવતાર; ઓખાયે તે ધ્યાન ધરીયું, આવી માળિયા મોઝાર. ૪ એવું કહીને જોયું સેજ્યામાં, ગદા તો નવ દીઠી; ચમકીને પુછયું ચિત્રલેહાને, અંગ લાગી અંગીઠી. ૫ ચિત્રલેહા કહે મહારાજ હું તો, ચતુર થઈ નવ ચુકી; મેં જાણ્યું મુજને મારશે, ગદા દ્વારીકામાં મુકી. ૬ અનિરૂદ્ધ કહે શાને વઢું, મારે હાથ નથી હથીયાર; ચિત્રલેહાયે નારદ સંભારયા, માળીયા મોઝાર. ૭ નારદ કહે મુજને કેમ સંભારયો, કૌભાંડ કેરી તન; મહારાજ જુધ્ધે ચઢે અનિરૂદ્ધ, દીજે આશીરવાદ વચન. ૮ નારદે આશીર્વાદ દીધો, શૌભાગ્યવંતી ઓખા બાઈ; ભલો ભલો પુત્ર પ્રદયુમનનો, ચીરંજીવી અનિરૂદ્ધભાઈ. ૯ ભલો તું પુત્ર પ્રદયુમનનો, વીર ઘ-

ણે વીક્રાળ; અંતરીક્ષ ઉભો હું જોઉછું, આણુ સરવનો કાળ. ૧૦ અહ્યા ઘણી વારતો બેશી રહયો ને, વાત તણું નહીં કામ; બૈરામાં બરકરીયો બાંધી, તેં બોળ્યું બાપનું નામ. ૧૧ અનિરૂદ્ધ કહે શાને વઢું, હથીયાર નથી કાંઈ એક; જોદ્ધા ઝાઝા શોર કરેછે, ત્યાં શો કરવો વિવેક. ૧૨ નારદ કહે છે ઓખા બાઈને, તું આદ્ય જગતની માત; તારૂ સમર્થ હોય જેટલું, તે આપ સ્વામીને હાથ. ૧૩ ઓખાયે એક ભોંગળ લઈને, કાહાડી આપી ઘરમાંથી બાહાર; સ્વામીના કરમાં આપી, તેમાં હજાર મણનો ભાર. ૧૪ વીર વિકાશી ભોંગળ લીધી, માળીયામાંથી ધાય; ચાર લાખ જોધ્ધા તરવરીયા તે, સામો જુધ્ધે જાય. ૧૫ ગેડી ગુપ્તી ફરશી તુંબર, છુટે ઝાઝાં બાણ; માળિયાને ઢાંકી લીધું, જેમ આભલીયામાં ભાણ. ૧૬ આવતાં બાણ એકઠાં કરીને, પાછાં નાખે બાળ; ઉંચેથી આવી પડે તે, આણે સરવનો કાળ. ૧૭ ભડક લઈને ભોંગળ મારી, અણીરૂદ્ધે જેણી વાર; તે ઝણકારા કરતી આવી, તેણે કર્યો સંહાર. ૧૮ અણીરૂધ્ધ કેરો માર ઘણો તે, જોધ્ધા ન ખમાય; મારી કટક સરવે કટકા કીધું, આપે નાઠા જાય. ૧૯ રહો રહો શા માટે નાશો, કાં થાઓછો રાંક; હું તમારા કાજ આવ્યોછુ, મારો ન કાઢો વાંક. ૨૦ અંગ ધ્રુજે કાંઈ નવ સુજે, આવ્યા રાયની પાસ; બાણાસુર બેશી રહયોને, કટક થયું સૌ નાશ. ૨૧ જોધ્ધા સહુ નાશ થયાને, ચોરીયે નાઠા સાર; તમને આવ્યો સંભળાવવા, ઘણું કરી પોકાર. ૨૨ નાશ રાજા ભુંગળ આવી,

પ્રાણ તાહારો જાય; બાણાસુર પડયો ગાભરો, દૈવ આતે શું કહેવાય. ૨૩ બીજા રાયે છ લાખ મોકલ્યા, જઈ કર્યો સંગ્રામ; મારી બાંધી લાવો કહ્યું, એને તો આ ઠામ. ૨૪ જોદ્ધા આવ્યા જોરમાં તે, કરતા મારો માર; છ લાખ આવી ઉભા રહ્યા, તેના બળ તણો નહીં પાર. ૨૫ કોઈ એક ને બે જોજન, ઉંચા જે કહેવાય; કોને માથે શીંગડાંને, લોચન ઉદર માંય. ૨૬ ખડગ ખાંડાં તુબર ફરશી, ગોળી હાથે નાળ; તોપ કવચ રણભાલા બરછી, મુદગરને ભીડી માળ. ૨૭ સાંગ ગેડી ગુપ્તી ગદાને, ઝળકતી તરવાર; બાણાસુરના યોદ્ધાતે, કરતા મારો માર. ૨૮ કાંઈક કચરઘાણ થયાને, કંઈકના કડકાય; કુંભસ્થળ ફાટી ગયાને, પડયા પૃથ્વી માંય. ૨૯ અનિરૂધ્ધે પછી વિચારી, ગદા પડી છે ધરણ; જોધ્ધા આવ્યા જોરમાં તે, કેમ પામશે મરણ. ૩૦ પછી પડતું મુકયું પૃથ્વી ઉપર, ગદા લીધી હાથ; કાળચક્રની પેરે સેજે, સૌ સંહારયા સાથ. ૩૧ કોઈ જોધ્ધાને ઝીકી નાંખ્યા, ઝાલ્યા વળતી કેશ; કોઈને અડબોથ મુકીને, કોઈને પગની ઠેસ. ૩૨ કોઈનાં મોઢાં ભાગી નાંખ્યાં, હાથની લપડાકે; કોઈને મારી ભુકો કીધો, ભુંગળને ભડાકે. ૩૩ એમ હુલ્લડ કરયુ ને ત્રાસ પડીયો, ભુંબરાણ બહુ થાય; છ લાખ ચકચુર કરીને, ગયો માળિયામાંય. ૩૪ નાઠા જોધ્ધા વેગે ગયા, જ્યાં છે બાણાસુર રાય; નાશ રાજા ભુંગળ આવી, પ્રાણ તારો જાય. ૩૫ નોહે નોહે કાંઈ નાહેનો કુંવર, દીસે છે કોઈ બળિયો; ઘણીવારનો જુધ્ધ કરે છે, કોઈનો ન જાય કળિયો.

૩૬ કૌભાંડને તેડાવી પુછયું, હવે શું કરવું કાજ; આટલે છોકરે નીચું જોવરાવ્યું, ધીક ધીક મારૂ રાજ. ૩૭

કડવું ૫૮ મું.

રાગ બિભાસ—મતબાલો મહાલે માળમાં, જઈ જોદ્ધાએ સભામાં સંભળાવ્યું; કૌભાંડને ચહડીયો કાળ, મતબાલો મહાલે માળમાં. ૧ જુગજીત્યુ પણ કાંઈ નવ દીઠું, સ્વર્ગ મૃત્યુ પાતાળમાં; કહો કુઉભાંડ હવે શું કરવું, મારો ભાગ્યો ભાર ભુપાળમાં. મતબાલો. ૨ સહુ સેન્યાનું સાગ્રથ ભાગ્યું, બહુ બળ દીઠું છે બાળમાંરે; દસ લાખનો દાટજ વાળ્યો, હજી છે વઢવાની ચાલમાંરે. મતબાલો. ૩ કહો પ્રધાન હવે શી વલે થાશે, બાણુ પડયો જંજાળમાંરે; રાતમાં જઈને રોકી રાખો, નાસે પ્રાત: કાળમાં રે. મતબાલો. ૪ વિખિયારે વળગ્યો તે નહીં થાય અળગો, જેમ માખી મદ જાળમાંરે; બાળક બકરીને શાને ઓસરો, તેમ જોવા સીંહની ફાળમાં. મતબાલો. ૫ એ બાળકને જે બાંધી લાવે, તેને વધાવું રતન ભરી થાળમાંરે; સીંહપણું વેરાઈ ગયુને, થયું સંગ્રામ શીયાળમાંરે. મતબાલો. ૬

કડવું ૫૯ મું.

રાગ સોરઠ— કૌભાંડ કહે તું સાંભળ રાજા, કહું એક સાચો મર્મ; એ ભુંગળે દસ લાખ મારયા, તેણે ન રહયો તારો ધર્મ. ૧ અચરજ એક લાગે છે મુજને, પડી અસંગે વાત; એક ભોંગળે દસ લાખ મારયા, કીધો મહા ઉતપાત. ૨ પુરવે મેં તને પ્રિછવ્યો, અહંકારે થયો તુ અંધ; અહંકારે લંકા ગઈ,

રણુરોળાયો દશસ્કંધ. ૩ અહંકાર ચંદ્રમાયે કરયો, તેને રોહીણીશું સંજોગ; છવીશ નારી પરહરી, માટે ભોગવે ખઇ રોગ. ૪ એવાં અહંકાર હું અનેક કહું, સાંભળ ને ભુપાળ; વાંક કોઈનો કહાડીયે નહીં, પણ ફુટયું તારૂં કપાળ. ૫ અહંકાર તુજ બાપે કર્યો, જેણે જીત્યા દશ દીગપાળ; વામનરૂપ વીઠલે ધરીને, બળી ચાંપ્યો પાતાળ. ૬ અહંકાર કોઈનો છાજયો નહીં, ગર્વ ન કીજે રાય; ગર્વ કોઈનો રહ્યો નહીં, તમે વિચારો મન માંય. ૭ પેહેલી ધ્વજા ભાગી પડી, વરસ્યો રૂધીરનો વરસાદ; નક્ષત્ર તુટીને પડયું ને, થવા માંડયો ઉતપાત. ૮ હવે તતબર થઈને સેન્યા સંભાળો, બેઠાનું નહીં કામ; દશ દીશા તું જીતીને આવ્યો, છોકરે બોળ્યુ તારૂં નામ. ૯ રાય પેહેલો મેં તુને પ્રિછ્યો, પ્રતાપ તારો પ્રતક્ષ; આ સમે એવી લોકતામાં, ઉદય પામ્યો અસ્ત. ૧૦ સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, કહેવાયો તું એક; તરણાવેત તુજને કરયો, એ છોકરે વાળ્યો છેક. ૧૧ વચન એવું સાંભળીને, રાયની ગઈ છે સુધને સાન; સ્થુળ અંગ દેખી રાજાનું, પછી બોલિયો પ્રધાન. ૧૨ કૈભાંડ કહે તું સાંભળ રાજા, પ્રાક્રમ તહારૂં પ્રચંડ; શશા ઉપર સીંહ અખંડ છે, તેમ પૃથ્વી કરૂં શતખંડ. ૧૩ કહો તો એને બાંધી લાવું, એમાં તે કેટલું કામ; શોણીતપુરના સુભટ કેરા, અનદ ટાળુ શામ. ૧૪ રળીયાત થયો વચન સાંભળી, આપ્યા સહુ શણગાર; તું મારો વડો બાંધવ, આ તારો સરવ ભંડાર. ૧૫ જાઓ વીર તમો વેગે જઈને, કરી આવો શુભ કામ; વધામણી

વેહેલી મોકલજો, પેલા શત્રુનો ફેડી ઠામ. ૧૬ વચન શીષ ચઢાવીને ઉઠયો, તેણે કીધો સૌ શણગાર; સેન્યા સઘળી સજ કરી, તેની શોભાનો નહીં પાર. ૧૭ માહા મોટા ગજ ગીરીવર સરખા, મગદળીત કહેવાય; હીરા માણેક રત્ન જડીત અંબાડી, તેની જ્યોતે રવી ઢંકાય. ૧૮ સુર્યવંશી ને સોમવંશી, પાખરીયા કેકાણ; મોરડે મોતી જડીત તેને, હીરા જડીત પલાણ. ૧૯ અનેક અશ્વ દોરીયા આગળ, ગણતાં ન આવે પાર; અનેક પાલખી રથ ઉંટાસને, તેને સુભટ થાય અસ્વાર. ૨૦ સીંહલદ્વીપના હસ્તી મોટા, તેને જડયાં માણેક અપાર; મેઘાડંમર છત્ર ધરીને, તેણે મંત્રી થયો અસ્વાર. ૨૧ નગારાંની તો ધોંશ વાજે, શરણીયોના તુર; સેન્યા સઘળી પરવરી, જાણે સાગર આવ્યું પુર. ૨૨ નાળ ગોળા કવચ ભાથા, કેરતા મારો માર; માળીયા આગળ ઉભા એટલે, ઓખા કરે વિચાર. ૨૩ સ્વામી તમારા મનમાં આવે તો, કહું વિનતી આજ; ચિત્રલેહા દ્વારીકાં લેઈ જાય તો, સીજે સઘળું કાજ. ૨૪ વચન સુણીને જવાળા લાગી, ચઢી અનિરૂધ્ધને રીસ; ચરણ કેરી આંગળીથી જ્વાળા લાગી શીષ. ૨૫ યુધ્ધ વિષે સનમુખ રહુ તો, ન લાજે મારો વંશ; બાણાસુરને એણીપેરે મારૂ, જેમ કૃષ્ણે માર્યો કંશ. ૨૬ એવા માંહે જોધ્ધા આવ્યા, દેવા લાગ્યા ગાળ; ક્રોધ ચહડયો બહુ કામ કુંવરને, કીધી ઈચ્છા દેવા ફાળ. ૨૭

વલણ—ફાળ દેઉ અંત લેઉ, હોકારો તવ કીધોરે; ઓખાએ અનિરૂધ્ધ માળીયામાં, ઉચકી દંડવત કીધોરે. ૨૮

કડવું ૬૦ મું.

રાગ ભુપાળ---ઓખા કહે કંથને એમ ન કીજે, બળીઆશું વઢતાં બીજે; એ ઘણાને તમો એક જાતે, સૈન્ય મોકલ્યું મારા તાતે. દૈત્યને વાહન તમો પાળા, એ કઠણ તમો સુવાળા; એને તોપે કવચને બકતર, તમારે અંગે પીતાંબર. દૈત્યને સાંગ્ય ને બહુ ભાલા, પ્રભુ તમો છો ઠાલામાલા; આતો મસ્તાન બહુ બળીયા, તમો સકોમળ પાતળીયા. પેહેલું મસ્તક માહારૂં છેદો, સ્વામી પછી અસુરને ભેદો; તમારી દેહ દેખીને હું તો મોહું, નેત્રે જુધ્ધ કરતાં કેમ જોઉં. મુવા દૈત્ય કરે હોકારા, પ્રભુ પ્રાણ કંપે છે મારા; ઈચ્છા અંતરમાં પેઠી, દૈત્યે માળિયું લીધું લુંટી. ઘણું ક્રોધી વિરોધી છે બાણ, હાંકે ઈંદ્રનું જાયે આશાન; જન સ્થંભે તાતની હાકે, બાણ સેન્ય ચઢાવી છે ચાકે. જેને નામે તે મેરૂ હાલે, ચક્ર ધારી સરખે નવ ચાલે; ક્ષત્રી સાથ રહે છે બીતો, તમો કેઈપેર એને જીતો. મંત્રી રહ્યો છે દંતજ કરડી, શું ધાઓછો મરડી મરડી; કંથ કહે ન કરૂં સંગ્રામ, નાશી પેઠાનો કીયો ઠામ. હવે જીવતા છુટવું નહીં, સૈન્ય મારીચે સામા થઈ; નથી ઉગરવાનો ઉપાય, ત્યારે ભય પામે શું થાય. નાઠે લાંછન લાગે કુળમાં, છે શામને લાંછન મુળમાં; વહુ વરવા જે મણીધર ડોલે, ન ડોલે તો અળશીયાં તોલે. ઘન ગાજે કેસરી દે ફાળ, ના ઉછળે તો જાણવો શીયાળ; ક્ષત્રી શોંઢ દેખીને દળ, ન શોંઢે તો જાણવો વિંઢળ. હાકે વાઘ ન માંડે કાન, તો જાણવો નિશ્ચે સ્વાન; ઘરમાં જોદ્ધા કો રહે પેશી, તો ચરણ વી-

નાનો રહે બેશી. એમ કહીને ઓખા અળગી કીધી, ભડ ગાજયો ને ભોંગળ લીધી; અસુર સેન્યામાં જઈને અડીયો, છજેથી કપીની પેઠે પડીયો. જેમ ચંદ્ર પેશે વાદળમાં, તેમ અનિરૂદ્ધ પેઠો દળમાં; વાદળ ચંદ્રને લે જેમ વીંટી, તેમ અનિરૂદ્ધને લીધો વીંટી. અસુર કહે એ માનવી કશું, બહુ સીંહમાં બગલું તશું; જો મુગટ મંત્રીને ચરણે ધરે, તો તું મૃત્યુ થકી ઉગરે. તેનાં એવાં વાયક સાંભળી, અનિરૂદ્ધ ધાયો હોકારો કરી; નાંખે દઈત્ય ખાંડાં મુદ્દગલ, તેમ વિષ્ણું નાંખે ભોંગળ. વીસ સહસ્ત્ર અસુર સૌ તુટયા, એકીવારે બહુ સર છુટયાં; આયુધ્ધ ધારા રહીછે વરશી, છુટે પરીઘ આયુધ્ધને ફરશી. થાય દાનવ ટોળે ટોળાં, વરશે ભીડીમાળને ગોળા; બોલે દુદંભીના ગડગડાટ, થાય ખાંડાતણા ખડખડાટ. હાકે હસ્તીને પાડે ચુચવાટ, રથ ચક્ર વાજે ગડગડાટ; હોય હયના ઘણા હણુહણાટ, દેખી દોહલા નાથનો ઘાટ. થાય ઓખાને ઉચાટ, દેખે દોહલો નાનો ઘાટ; પછી દાનવનો વાળ્યો દાટ, અનિરૂધ્ધે મુકાવી વાટ. કોઈ ઝીકયા ઝાલી કેશે, કોઈને ઉડાડયા પગની ઠેશે; કોઈ હણ્યા ભોંગળને ભડાકે, કોઈનાં મોં ભાગ્યાં લપડાકે. કોને ભાલા વાગ્યા ભચ, કોનાં નાક વઢાયાં ટચ; કોઈ અધકચરા કોઈ પુરા, મારી સૈન્ય કર્યું ચકચુરા. તે રણમાં ભયાનક ભાશે, બળ દેખી ઓખા ઉલ્લાશે; મેંતો આવડું નોહોતું જાણ્યું, ચિત્રલેહાયે રત્નજ આણ્યું. થાય પરશેવો અનિરૂદ્ધને દીલે, પોતાના વસ્ત્રમાં ઓખા ઝીલે; ભડ ગાજયું ને પડયું ભંગાણ, નાઠો કોભાંડ લેઈને

પ્રાણ. થઈ બાણાસુરને જાણ, એક પુરૂષે વાળ્યો ઘાણ; અસુરને ચઢીયો બહુ કોપ, સજ્યાં કવચ આયુદ્ધને તોપ. વાગી હાકને ચઢીયો બાણ; તેતો થઈ ઓખાને જાણ.

વલણ—જાણ થયું જે તાત ચઢીયો, કોણ જીતશે સહસ્ત્રહાથરે; ઓખા આંખ ભરતી રૂદન કરતી, પછી સાદ કરતી નાથરે.

કડવું ૬૧ મું.

રાગ રામગ્રી—મારા સ્વામી હો ચતુર સુજાણ, બાણદળ આવ્યુંરે જાદવજી; દીસે સૈન્યા ચારે પાસે, હવે શું થાશેરે જાદવજી. એતો બળિયા સાથે બાથ, નાથ કેમ ભીડોરે જાદવજી; સામો દઈત્ય છે કપાત્ર, માટે હરીને હીંડોરે જાદવજી. ઓદળ આવ્યું બળવંત, દીસે રીસે રાતારે જાદવજી. એકલડા અસુરને મુખે, રખે તમે જાતારે જાદવજી; એ ગજ આવે બળવંત, દંત કેમ શેહેશોરે જાદવજી. અસુર અરણુવ ધાય, તણાણા જાશોરે જાદવજી; એવું જાણીને ઓસરીઓ, ન કરીયે ક્રોધરે જાદવજી. એકલડાનો આશરો શાનો, માનો પ્રતિબોધરે જાદવજી; ધીરા થાઓને ધાઓ, વઢો તે ફાંસુરે જાદવજી. માહારી ફરકે છે જમણી આંખ, વરસેછે આંસુરે જાદવજી; મુને દિવસ લાગે છે ઝાંખો, ભોંગળ હેઠી નાંખોરે જાદવજી. હું તમને સમજાવું આ વાર, વચન મારૂં રાખોરે જાદવજી; તમો મુજ દેહલડીના હંસ, મુકોને જુદ્ધરે જાદવજી. પાછા વળોજી લાગુ પાય, માનો મારી બુદ્ધરે જાદવજી; ઘેલી દીસેછે ઘરૂણી, તારૂણી આ શી ટેવરે રાણીજી. અમો બાણ થકી ઓસરશું, તો કરશું શેવરે રાણી-

જી; આવ્યો બાણાસુર ભુપાળ, તેને હું મારૂરે રાણીજી. એના છેદુ હાથ હજાર, દળ સંહારૂરે રાણીજી; અનિરૂદ્ધ રણથકી ઓસરે તો, લાજે શ્રીગોપાળરે રાણીજી. હવે અંત આપણો આવ્યો, હવે નાઠે આસરે રાણીજી.

વલણ—નાઠે આવે આળ, નવ કીજીયે ઉપવાદરે; કહે પ્રેમાનંદ ઓખાબાઈએ, અનિરૂદ્ધને કર્યો સાદરે.

કડવું ૬૨ મું.

રાગ વેરાડી—ઓખા કરતી કંથને સારૂરે, હો હઠીલા રાણા; એ શા સારૂ ઉનમાદ, હો હઠીલા રાણા. ૧ હુંતો લાગું તમારે પાય, હો હઠીલા રાણા. નાવી બેસો માળીયા માંય, હો હઠીલા રાણા; ૨ હુંતો બાણને કરૂં પ્રણામ, હો હઠીલા રાણા; છે કાલાવાલાનું કામ, હો હઠીલા રાણા. ૩ એતો બળીયા સાથે બાથ, હો હઠીલા રાણા; તે તો જોઈને ભરીયે નાથ, હો હઠીલા રાણા. ૪ એતો તરવું છે સાગર નીર, હો હઠીલા રાણા; બળે ન પામીએ પેલી તીર, હો હઠીલા રાણા. ૫ એતો ભેદે તમારૂં ગાત્ર, હો હઠીલા રાણા; સામા દઈત્ય છે કુપાત્ર, હો હઠીલા રાણા. ૬ મને થાય છે માન શુકન, હો હઠીલા રાણા; મારૂ ફરકે છે જમણું લોચન, હો હઠીલા રાણા. ૭ મારો મોતીનો તુટયો હાર, હો હઠીલા રાણા; ડાબે નેત્ર વહે જળધાર, હો હઠીલા રાણા. ૮ દીસે ગગને ઝાંખો ભાણ, હો હઠીલા રાણા; દીસે નગરી તે ઉજડ રાન, હો હઠીલા રાણા. ૯ રૂવે વાયસ ગાયને સ્વાન, હો હઠીલા રાણા; એવા માઠા થાય શુકન, હો હઠીલા

રાણા. ૧૦ હું તો ધુજતી દેખુ ધરણુ, હો હઠીલા રાણા; એતો સાગરે શ્રોણીત વરણુ, હો હઠીલા રાણા. ૧૧ આવ્યા અગણીત અસ્વાર, હો હઠીલા રાણા; માંહો માંહે થાય છે હોહોકાર, હો હઠીલા રાણા. ૧૨ એ દુદંભી વાગ્યો ઘાય, હો હઠીલા રાણા; એતો સેન્યા તમપર ધાય, હો હઠીલા રાણા. ૧૩ એ આવ્યું દળ વાદળ, હો હઠીલા રાણા; એ ઝળકે ભાલાનાં ફળ, હો હઠીલા રાણા. ૧૪ પારખ બકતર પેર્યાં ટોપ, હો હઠીલા રાણા; દઈત્ય ભરાયા આવે કોપ, હો હઠીલા રાણા. ૧૫ એ વાજે ઘુઘરમાળ, હો હઠીલા રાણા; અસ્વ દેતા આવે ફાળ, હો હઠીલા રાણા. ૧૬ એ તો સુરવીર મહાકાળ, હો હઠીલા રાણા; હવે થાશે કોણ હવાલ, હો હઠીલા રાણા. ૧૭ નાથ જુવો વિચારી ગગન, હો હઠીલા રાણા; જુદ્ધ રહેવા ઘો રાજન, હો હઠીલા રાણા. ૧૮ જો લોપો મારી વાણ, હો હઠીલા રાણા; તમને માત પીતાની આણુ, હો હઠીલા રાણા. ૧૯ આવ્યો બાણુ તે પ્રલ્લેકાળ, હો હઠીલા રાણા; મેઘાડંમર છત્ર વિશાળ, હો હઠીલા હઠીલા રાણા.

વલણ—મેઘાડંમર છત્ર બિરાજે, ઉલટી નગરી બુધરે; અગણિત અસ્વાર આવીયા, તેણે વીંટી લીધો અનિરૂદ્ધરે.

કડવું ૬૩ મું.

રાગ સીંધુ—આવી સેન્યા અસુરની, અનિરૂદ્ધ લીધો ઘેરી; કામકુંવરને મધ્યે લાવી, વીંટી વળ્યા ચોફેરી. અમર કહે શું નીપજશે, ઈચ્છા પરમેશ્વરી; રીપુ ગજના જુધ માંહે, અનિ-

રૂધ્ધ લઘુ કેસરી. બાણુરાયને શું કરૂં, જો ભોંગળ ધરી ફોકટ; વેરી વાયસ કોટી મળ્યા, હવે કેમ જીવશે પોપટ. બાણાસુરે સુભટ વાર્યા, નવ કરશો કો ઘાત; વીંટો ચોદશ સહુ મળીને, હું પુછું એને વાત. માળીયેથી ઓખા બાઈયે, રૂદન મુકયું છોડી; પીતા પાસે જોદ્ધ સરવે, હાથ રહ્યા તે જોડી. બળવંત દીસે અતી ઘણું, સેન્યા બીહામણી; પવન વેગે પાખરીયા તે, રહ્યારે હણુહણી. આદળ વાદળ કેમ શોહેશો, ઓ સ્વામી સકોમળ; અરે દઈવ હવે શું થાશે, પ્રગટ કામનાં ફળ. દૈવના કીધા દઈત્ય મુવા, તેને દયા નહી લવલેશ; કાચી વયમાં નાથજીને, નથી આવ્યા મુછને કેશ. ચાર દિવસનું ચાંદરણું, કર ચઢી ગયું વહી; આ જોદ્ધા પીઉને મારશે, દૈવડા જીવું નહીં. અરભક તમારે એકલો, તેને વીંટી વળ્યા અસુર; એવું જાણીને સાહાય કરજો, ઓ સામળીયા સુર. કષ્ટ નિવારણ ક્રશ્નજી, હું થઈ તમારી વહુ; જો આંચ આવશે તમ પુત્રને, તો લાજશે જાદવ સહુ. પ્રજાના પ્રતિપાળછો, તમે પનોતા મોરારી; સંભાળ સરવની લીજીયે, નવ મુકીયે વિસારી. અમને તો પણ આશ તમારી, અમે તમારાં છોરૂ; લાજ લાગશે વૃધ્ધને, કોઈ કહેશે કાળું ગોરૂ. પક્ષી પલાણ પ્રભુજી, પુત્રીની કરવા પક્ષ; ભગવાનને ભજતી ભામની, ભરથાર છે રીપુ મધ્ય. મુખ વક્ર નેત્ર બીહામણાં, મુખ મુછો મોટી મોટી; તેવા અસુર આવી મળ્યા, એક શંખને સપ્ત કોટી. દળ વાદળ સેન્યા ઉલટી, મધ્યે આણ્યો અનિરૂદ્ધ; વીર વાટયો વેરીએ, જેમ મક્ષીકાયે

મધ. ધનુષ્ય ચઢાવ્યાં પાંચસે બાણે, બહુ ચઢાવ્યાં બાણ; ગાયે ગુણીજન ગદગદે, બહુ ગડગડે નીશાન. અંતર અરભક એમ વીંટીયો, તેમ શોભે છે ઈંદુ; લઘુ જેમ ઉલટ ઘણીને, લલાટે સ્વેત બીંદુ. લઘુ કુંજરની સુંઢ સરખા, શોભે છે બે ભુજ; સરાસન સરખી ભ્રગુટી, નેત્ર બે અંબુજ. તૃણમાત્ર જે વઢતો નથી, બાણુનો જે બાહુ; અનિરૂદ્ધ અસુર એવા શોભે, જેમ ચંદ્રમાને રાહુ. આવી જોયું વક્ર દ્રષ્ટે, મુછો મોટી ચક્ષ; વપુ શોભાવે ભુજ ભલાને, કેશ રૂપનું છે વૃક્ષ. આ સમે કહોવાડાને, અથવા મોંગળને ધાર; અરે ટાળું રીપુ સંસારનો; ઉતારૂ એનો ભાર. શું વપુ બાણનું બાલવ છે, માંહે સર્પનો સાથ; કે પેટમાં પુરવજ વસે છે, પીંડ લેવા કાઢે છે હાથ. કાષ્ટ નાકે નાખવા, એણે ઘડીને ચોઢયા કર; અથવા કોઈ પંખી દીસે છે, એણે વંખેરયાં છે પર. ત્યારે હસવું આવ્યું બાણને, એ શું બોલે છે બાળ; કોભાંડ કહે સાંભળો, એ તમને દેછે ગાળ. બળિ સુત અંતર બળ્યો ને, લોકમાં તે બળવાન; શું કરૂ જા લાંછન લાગે, નિકર વિધીચે દેઉ કન્યાદાન. સુભટ નિકટ રાય આવ્યો, બોલીયો બહુ ગરવે; નફટ લંપટ નથી લાજતો, વિંટયો હણવા સરવે. કુળ લજામણો કોણ છે, તસ્કરની પેઠે નીરલજ; અપરાધ આગળથી કેમ ઉગરે, જેમ સીંહ આગળથી અજ. અંગથી આવી ચઢયો, કાંઈ કારણ સરખું ભાસે; સાચું કહે જેમ શીશ રહે તુજ, બાળક રહે વીશ્વાસે. કોણ કુળમાં અવતર્યો, કોણ માત તાતનું નામ; અનિરૂદ્ધ કહે વિવાહ હવો,

હવે પુછયાનું શું કામ. પીતૃ પીતામહ પ્રસિધ્ધ છે, જેનો દ્વારિકા સંસાર; છોડી છત્રપતીની વર્યો, હવે ચતુર મન વિચાર. વૈષ્ણવ કુળમાં અવતર્યો, મારૂ નામ તે અનિરૂદ્ધ; જો છોડશો તો નગરી બાધી, નાંખીશ સાગર મધ્ય. બાણાસુર સામુ જોઈને, કૌભાંડ વળતું ભાખે; ચોરી કરી કન્યા વર્યો તે, કોણ વૈશ્નવ પાખે. પુત્ર જાણી કૃષ્ણનો, પછી બાણ ઘસે છે કર; નીચ વરે કન્યા વરી, દઈવ મારૂં બેઠું ઘર, રીસે ડોક ધુણાવીને, ધનુષ્ય કરમાં લીધું; બાણાસુરે યુંધ્ધ કરવાને, દળમાં દુદંભી દીધું.

કડવું. ૬૪ મું

રાગ ગોડી—અસ્વકુંવર રથ ભાથા ભરી, આવ્યો બાણાસુર વેગે કરી; જોધ્ધાને નવમાએ સુર, ચઢી આવ્યું જેમ સાગરપુર. ૧ વાજે પંચશબ્દ રણતુર, મારી જોધ્ધા કર્યા ચકસુર; બાણાસુરનાં છુટે બાણ. છાઈ લીધો આભલીયામાં ભાંણ, ૨ થયું કટક દળ ભેળાભેળ; જેમ કાપે કોવાડે કેળ; આવ્યા એટલા ધરણી ઢાળ્યા, તેમાં કોઈ પાછા નવ વળ્યા. ૩ આવી ગદા તે વાગી શીશ, નાઠો હસ્તી પાડીને ચીસ; બાણાસુર ઉપર ભોંગળ પડી, ભાગ્યો રથ પડયો કડકડી. ૪ રાયની ગઈછે સુધને સાન, ભાગ્યું કુંડળ છેધા કાન; પાછો લેઈ ચાલ્યો પ્રધાન, ઘેર જાતામાં આવી સાન. ૫ પછી બોલે છે રાજન, સાંભળો મારા પ્રધાન; હાય હમણાં ભોંગળ આવસે, જાણું છું જે જીવડો જશે. ૬ પ્રધાન કહે કાં થયા અજાણ, કયાં ગયું મહાદેવનું બાણ; મેલો તો થાયે કલ્યાણ, આફણીએ બંધાશે પ્રાણ.

૭ તે લેઈ બાણાસુર પાછો ફર્યો, તે ઉપર માળીએ સંચર્યો; અનિરૂધ્ધે વીચારી વાત, હવે હું બે જોડું હાથ. ૮ શીવનું વ્રત તે સાચું કરૂ, વચન એનું મસ્તક ધરૂ; અનિરૂધ્ધે બે જોડયા પ્રાણુ, બાણાસુરે મેલ્યું બાણુ. ૯ આફણીએ બંધાઈ પડયો, ઉપરથી પરવત ગડગડયો; લાતો ગડદા પાટુ પડે, તે દેખીને ઓખા રડે. ૧૦ ત્યાંથી મનમાં વિચારજ કર્યો, અનિરૂદ્ધને લેઈ સંચર્યો; મારતાં કુંવરને લેઈ જાય, ઓખા રૂવે માળિયા માંય.

કડવું ૬૫ મું.

રાગ રામકળી—મધુરે ને સાદેરે રેરેહો, ઓખા રૂવે માળિયેરે હો; બાઈ માહારા પેઉને લઈ જાય, સખી માહારી વતી તો નવ ખમાય; હમણાં કોઈ કહેશેરે રેરેહો, પિઉજીને મારીયારે. ૧ બાઈ મારાં પેલા તે ભવનાં પાપ, બાઈ મારે આવડો શો સંતાપ; સે નથી મરતો પાપી બાપ, માથેથી ઉતરતીરે રેરેહો, પડજો સગા બાપનેરે. ૨ હાંરે મારા કંથની કોમળ કાય, એવા એવા માર તે કેમ ખમાય; એ પેલા દુષ્ટને ના મળે હયાય, રંડાપણુ આવ્યુંરે રેરેહો બાળપણા વેશમાંરે.

ચાલ—ચિત્રલેહા કહે બાઈ શાને રડેછે, તારા કંથની નહી થાય હાણ; જઈને હું સમજાવું છું જે, તારા પીતાના પ્રાણ. ૧ ચિત્રલેહા આવી ઉભી રહી, જ્યાં પોતાનો તાત; સાંભળો પિતા વિનતી; કહેશો સમજાવી નહીં વાત. ૨ એ છે મોટાનો છોકરો તે, તમે જોઈને છેદજો શીસ; માથા ઉપર શત્રુ થાશે, હળધરને જુગદીશ. ૩ એને વડઉવે બળી પાતાળે ચાંપ્યો, એવાં

છે એનાં કામ; વગર વિચારે મારશો તો, ખોશો ઘરને ગામ. ૪ પ્રધાને જઈને કહ્યું, જ્યાં છે બાણાસુર ભુપાળ; રાજા રખે એને મારતા, એ છે મોટાનો બાળ. ૫ પરણી કન્યા કોઈ પરણે નહીં, માથે રહેશે આળ; લોકમાં કહેશે જમાઈ માર્યો, એવી દેશે ગાળ. ૬ માટે ઘાલો કારાગ્રહમાં, હાથે ન કીજીએ ઘાત; એકલે દશ લાખ માર્યા તે, મોટી કીધી વાત. ૭ પછી વજર કેરી કોટડીમાં, બેસાર્યો એ તન; સરપે એને વીંટીયોને, કર્યો ફરતો અગન. ૮ તે પુંઠે જળની ખાઈયો ખોદી, મેલ્યા બહુ રખવાળ; સરપ કેરા ઝેરથી, પરજળવા લાગ્યો બાળ. ૯ અનિરૂદ્ધને બંધન કરીને, વિંટીયા બહુ સરપ; કામ કુંવરને બાંધીયો, પછી ગાજીયો તે નૃપ. ૧૦ વલણ—નૃપ ગાજ્યો મેઘની પેર, ઉતરાવી ઓખાયરે; અનિરૂદ્ધને બંધન કરી, બાણાસુર મંદીરમાં લઈ જાયરે. ૧૧

કડવું ૬૬ મું.

રાગ રામગ્રી—બાણે બન્યોને બાંધીયાં, નોતમ નરને નાર; અનિરૂધ્ધ રાખ્યો મુખ આગળે, ગુપ્ત રાખી કુમાર. બાણે બન્યોને બાંધીયાં. ૧ ચોટામાં ચોર જણાવીયો, ઢાંકયો વ્યભીચાર; ઓખા છાની મંદીર મોકલી, રાખ્યો કુળનો તે ભાર. બાણે. ૨ લક્ષણવંતો હીંડે લેહેકતો, બેહેકતો તે અવાસ; દઈત્યનું દળ તે પુંઠે પળે, ઘેરી હીંડેછે દાસ. બાણે. ૩ એક પેચ છુટયો પાઘડી તણો, તે આવ્યો પાઘ પ્રમાણ; ચોરે તે મોરજ મારીયો, તેનાં કરે લોક વખાણ. બાણે. ૪ ઓખા ફરીને વર

જો પરણશે, તો ભુલશે ભવ ભરથાર; તે સ્વામી તે શું સુખ પામસે, લીધું એણે અમૃત સાર. બાણે. ૫ કો કહે એમાં દૈવત દીસે ખરૂ, રૂપવંતો રસાળ; કટાક્ષમાં કામની મોહી પડે, એવી માયા મોહજાળ. બાણે. ૬ તેની ભુલવણી ભ્રકુટી તણી, ભુલી પડે તે નાર; કુંવારી કન્યાને કામણ કરે, સંતાડો સર્વ કુમાર. બાણે. ૭ સખી પ્રત્યે સખી ઓચરી, દેખી અંગ ઉવેદ; બાંધ્યો જુવે છે આપણા ભણી, એને છે એવી ટેવ. બાણે. ૮ ચાર માસ આશા પ્હોતી ઘણી, લાગ્યો સ્નેહ વિવાદ; માળીયે સુખ પામ્યો ઘણુ, પછી લાગ્યો લોક અપવાદ. બાણે. ૯ વલણ.—લાગ્યો લોક ઉપવાદ પણ, પામ્યો દેવ કન્યાયરે; પછી બાણાસુરે અનિરૂધ્ધને રાખ્યો ઓખાના ઘરમાંયરે.

કડવું ૬૭ મું.

રાગ ધવળ ધનાશ્રી—શુકેદેવ કહે છે પરિક્ષતને, તમે સાંભળો કહું એક રાયજી; કૃષ્ણ કુંવરને બાંધી રાખ્યો, ઓખાના ઘર માંયજી. ૧ નાના વિધનાં બંધન કીધાં, કાહાડી ન શકે સ્વાસજી; એક એકનાં મુખ દેખી દામણાં, દેખી થાય ઉદાશજી. ૨ બાણામતી બાણાસુરની રાણી, જળે ભરેછે ચક્ષજી; પુત્રીજમાઈને ભુખ્યાં જાણી, છાનું મોકલે ભક્ષજી. ૩ કષ્ટ દેખી નાથનુ, ઓખા નૈણે ભરે છે નીરજી; અનિરૂધ્ધ આપબળે કરીને, ઓખાને દેછે ધીરજી. ૪ આદરૂ તો અસુર કુળને, ત્રેવડુ તૃણમાત્રજી; શોભા રાખવા સ્વસુરની ને, હું બંધાયોછું ગાત્રજી. ૫ આગમાં ઉઠુ તો શીઘ્ર છુટું, દળુ દાનવ જુથજી; શું કરૂં જો

સ્વસુર પક્ષમાં, રાખવું છે સુખજી. ૬ આકાશ અવની એક થાશે, એવો નિપજશે ધંધજી; અગ્ની કેરી જ્વાળ ધુમ્રમાં, અસુર થાશે અંધજી. ૭ સહાય થાશે શામરામ અબળા, સઘ છુટશે બંધજી; કૃષ્ણ આવી બાણાસુરનાં, છેદશે સઘળાં સ્કંધજી. ૮ મારા સમ જો સુંદરી તમો, ઝાંખુ કરો મુખ ચંદ્રજી; બંધનપે દુઃખ દેછે ઘણુ, તારાં અસુરનાં બુંદજી. ૯ એમ આછાનાવાશના કરીને, રાખ્યું ઓખાનું મનજી, ત્યાર પછી ત્યાં શું થયું, તમે સાંભળો રાજનજી. ૧૦ પછી ભવાનીનું સ્મરણ કરીને, બાળક લાગ્યો પાયજી; ભગવતી ભવતારણી મારી, આવી કરજે સહાયજી. ચાલ.—મા તું બ્રહ્માણી તું ઈંદ્રાણી કૃષ્ણા; સ્થાવર જંગમતું સચરાચર, મૃગ ઉપર તૃષ્ણા. ૧ દૈત્યને પાતાળ ચાંપ્યા, રકત બીજ રણ રોળ્યા; શુભ નીશુભ મહીશાસુર મારયા, ચંડ મુંડ ઢંઢોળ્યા. ૨ ધુમ્રલોચનને હાથે હણીઓ, મધુકૈટભ તેં માર્યા; અનેક રૂપ ધરયાં તેં અંબા, સુરીનર પાર ઉતારયા. ૩ ઓ હીંગળાજ હીંગોળી માત, કોઈલાપુર તે કાળી; આધ ઈશ્વરી તું છે અંબા, સંછખલપુર બહુચર બાળી. ૪ નગર કોટની તું સીંધવાઈ, બગલા મુખી લાગુ પાય; રાણી રૂડી ઉંટવાળી માત, બીરાજતી દક્ષીણ માય. ૫ અન્નપુરણા ભૈરવી ત્રિપુરા, રેણુંકા છત્ર સંગી; રાજેસ્વરી ચામુંડા માત, દુખહરણી માતંગી. ૬ એણી રીતે સ્મરણ કીધું, તતક્ષણ ભવાની આવી; અનિરૂધ્ધને માએ કહયું તેં, બાળક કેમ બોલાવી. ૭ અનિરૂધ્ધ કહે સાંભળો માતા, મારૂ દુઃખ

કહ્યું નવ જાય; સરપ કેરા ઝેરથી, મારી ઘણી બળે છે કાય. ૮ ભવાની પ્રસન્ન થઈને, ઝેર કરયું સરવે નાશ; પછી અંતર ધ્યાન થયાં માતા, બાળકની પોહોચી આશ. ૯ એવામાં ત્યાં નારદ આવ્યા, બ્રહ્માના કુમાર; જુવે તો કારાગ્રહમાં અનિરૂધ્ધ, વરસે છે જળધાર. ૧૦ નારદ કહે અનિરૂધ્ધને, મારૂં સંકટ કાપો; રૂડી વહુ તમો પરણ્યા માટે, મુજને દક્ષણા આપો. ૧૧ તમને દક્ષણાની પડીને, જાય છે માહારા પ્રાણ; શરીર ધ્રુજે અતી ઘણું ને, બોલી ન શકે વાણ. ૧૨ શીદ બીહે છે પ્રાક્રમી તું, બોલ્ય મુજ સંગાથ; બાણાસુરની વરચો પુત્રી તે, થઈ પૃથ્વીમાં ખ્યાત. ૧૩ દિપાવ્યો વંસ વાસુદેવનો, બંધાયો લંછન શુંય; કાલે માધવને મોકલું, દ્વારકામાં જાઉછું હુંય. ૧૪ ઊંડળમાં તે આભ ઘાલ્યો, અંતરમાં શેન ફુલે; ઘોડે ચડે તે પડે પૃથ્વી, ભણે તે નર ભુલે. ૧૫ વલણ---અંતર શે ન ફુલ્યો જુધ્ધા, મુકાવશે ભગવાનરે; અનિરૂધ્ધની આજ્ઞા લઈ, રૂષિ હવા અંતર ધ્યાનરે.

કડવું ૬૮ મું.

રાગ બીહાગડો---દયા ન આવે પેલા દઈતપતીને, માહાબળિયા દુરમત્યજી; બાકરી બાંધી દ્રીજવર સાથે, વહેર વધારયું સત્યજી. દયા ન આવે. ૧ પાતળીયા પંકજ મુખ પીઉજીને, નાગ પાસના બંધજી; બાંધી લીધો બળે કરીને, કોમળ રૂપે મદનજી. દયા. ૨ જોરે ધરણીધર શ્રીવર, આપદા પામે નાથજી; પુત્ર તમારા ઉપર પ્રાહારજ, કરે છે દઈત્યનો સાથજી. દયા. ૩

ભારોળ કોભાં ડે મેલ્યું, વકરાયા બળિયો વીરજી; તો એ રણથી નવ ઓસરીએ; સાગરનું જેમ નિરજી. દયા. ૪ ભેદ કરીને બાંધી લીધો, નાગપાસના બંધજી; સ્વાસ ન માયે બહુ અકળાયે, અંગ આકાસમાં સંધજી. દયા. ૫ તાપ સમાય નહીં સ્વામીનો, હું કરૂં દેહનો પાતજી; વાર લાગે લક્ષ્મીવર તમને, તો થશે મહા ઉતપાતજી. દયા. ૬ કોમળ મુખ શ્રમથી સુકાયું, કન્યા કરે આક્રંદજી; અનિરૂદ્ધ સમરે સામળીયાને, કમળાવર ગોવીંદજી. દયા. ૭ ત્રાહે ત્રાહેરે ત્રીકમજી, સુતની કરજ્યો સાહાયજી; વિપત વેળા વારે ચડીને, કરો ભકતની રક્ષાયજી. દયા. ૮ ગજ ગ્રહાથી મુકત પમાડયો, કીધી હરિશ્ચંદ્ર રક્ષાયજી; દાનવ કુળ નિકંદન કીધાં, કીધી પ્રલ્હાદની સહાયજી. દયા. ૯ આજ આંખેથી આંસુડાં ચાલે, જોશો મહારા પ્રાણજી; સુખ શરીર શાતા નહીં અંગે, લાગ્યો દવ નિરવાણજી: દયા. ૧૦ મનસા વાચાયે વર વરયો, અવર તે મિથ્યા જાણજી; રૂપ અને ગુણવંતો સ્વામી, સત્ય કહું છું વાણજી. દયા. ૧૧ તાત કઠોર દયા નહી રૂદીયે, કોમળ મહારો કંથજી; પ્રહાર કરીને બાંધી લીધો, શ્રી હરી વેગળો પંથજી. દયા. ૧૨ કોણ સહોદર આવત અવસર; શોધ કરવાને જાયજી; તાત ભ્રાતને જાણ નહીં તે, કોણ ઉઠીને ધાયજી. દયા. ૧૩ પિતા પિઉજીને વેરીરે દેખે, પરભવે બહુ પેરજી; નાગતણા ફુંકારા હળાહળ, ફેરવી નાંખે લ્હેરજી. દયા. ૧૪ હળવળે અંગ અધીરે ઉઠયો, કંઠે પડીયો શોષજી; પુર્વતણાં કર્મ આવી નડીયાં, કોને દિજે

દોષજી. દયા. ૧૫ તાત મારી કાયારે પાડું, વિખ ખાઉં આ વારજી; સ્નેહ ન જાણેરે કોઈ મનનો, કોઈ પીડે ભરથારજી. દયા. ૧૬ તાત તણે મન કાંઈ નહીં મુને, સબળો લાગે સ્નેહજી; છોરૂ પોતાનાં જાણી કીજે, દયાળ ન દીજે છેહજી. દયા. ૧૭ બાણાસુર મહા પુરૂષ જ્ઞાતા, જેથી ચુક ન થાયજી; બાળક ઉપર પ્રહાર શો કરવો, જદપી હોય અન્યાયજી. દયા. ૧૮ વહાલા થઈને વેરજ વાળો, શું નથી આવતી લાજજી; નિચ પદારથ નથી કુળ નિચું, કૃશ્ન કુંવર મહારાજજી. દયા. ૧૯ નીચું નાક ન હોયે એથી, નિરર્થક શો સંગ્રામજી; મોટા સાથે વિરોધ ન કરીયે, નહિ નીરબળ હળધર શામજી. ૨૦ સકળ પૃથ્વી ચાકે ચઢાવી, અસુરનો ફેડયો ઠામજી; વેર વધારી વીઠ્ઠલ સાથે, કયાં કરશો સંગ્રામજી. દયા. ૨૧ સ્વામી મહારાને શીર સમરથ, તેને ચઢશે કોપજી; ભદ્ર ઈચ્છેછે તાત પોતાનું, વિષ્નું બીજ માં રોપ્યજી. દયા. ૨૨ જુધ્ધ સમે આકાશે રહીને, જુવેછે નારદ દેવજી; ભયમાં આણીશ અમો જાશું દ્વારામતી, જુધ્ધ કરશું તતખેવજી. દયા. ૨૩ નિર્ભય જાણી વીણાધર ગયા, પરવરિયા આકાશજી; પોહોચી દ્વારકાં ઉતરીયા હેઠા, ભેટયા શ્રી અવીનાશજી. દયા ન આવે. ૨૪ વલણ—ભેટયા શ્રી અવિનાશને, કુશળ વારતા પુછી વળી, કહે નારદ અનિરૂધ્ધને, રાખ્યો કાળાગ્રહમાં દઈતે મળીરે.

કડવું. ૬૯ મું

રાગ ધનાશ્રી---શુકદેવ કહે છે પરીક્ષતને, બાંધ્યો તે જાદવ

જોધજી; હવે દ્વારીકાંની કહુ કથા, જાદવ કરે શોધા શોધજી. ૧ હિંડોળા સહીત કુંવર હરીયો, છોડી ગયું કોઈ દોરીજી; હાહાકાર થયો પુર મધ્યે, અનિરૂધની થઈ ચોરીજી. ૨ રતિ અતિ આક્રંદ કરે છે, મળ્યું તે વિનતાનું વૃંદજી; રૂકમણી રોહણાં દેવકી, સરવે કરે આક્રંદજી. ૩ જાદવ કહે છે માધવને, શું બેઠા છો સ્વામીજી; વિચાર કરી વિલંબ ન કીજે, કુળને લાગી ખામીજી. ૪ વાસુદેવ કહે શામ રામને, શું બેઠા છો ભુપજી; વિચારો શકે જળમાં બુડયો, કયાં ગયો કુંવર અનુપજી. ૫ ઉગ્રસેન કહે અચરજ મોટું, કોણે હરયો હિંડોળોજી; દેવી દૈત્ય રાક્ષસનું કારણ, તે ખપ કરીને ખોળોજી. ૬ સાથને જદુનાથ કહે છે, ભાઈ શાને કરોછો શ્રમજી; ગોત્ર દેવાનું ગમતું થાશે, કુંવર હરાયાનું કર્મજી. ૭ અગિયાર વરસ ગોકુળ સેવ્યું, મામાજીને ત્રાસેજી; પ્રદયુમનને શંખ હરિ ગયો, આવ્યો સોળમે વરશેજી. ૮ તેમ અનિરૂધ્ધ આવશે, તેમ સાચવશે કુળ દેવજી; કૃષ્ણે કુટુંબને રોતું રાખ્યું, આશા દીધી એવીજી. ૯ પાંચ માસ વહી ગયાને, જાદવ છે મહા દુખીજી; શ્રોણીત પુરથી કૃષ્ણ સભામાં, આવ્યા નારદ રૂષીજી. ૧૦ હરી આદે જાદવ થયા ઉભા, માન મુનીને દીધુંજી; આણંદી આસન આપ્યું ને, ભાવે પુજન કીધુંજી. ૧૧ નારદજીની પુજા કરીને, હરીયે કર્યા પ્રણામજી; કહો મુનીવર કયાંથી પધાર્યા; અમ સરખું કાંઈ કામજી. ૧૨ કર જોડીને નારદ કહેછે, સાંભળો જુગજીવનજી; પુત્ર તમારા સર્વેનું મારે, કરવું છે દરસનજી. ૧૩ મારા જોતાં પુત્ર સરવેને,

સાથેથી તેડાવ્યાજી; એક લાખને એકસટ હઝાર, એંશી આગળ આવ્યાજી. ૧૪ સર્વે પુત્ર સામુ જોઈને, પુછે છે નારદમુન્યજી; આટલામાં નથી દીસતો, પ્રદયુમનનો તનજી. ૧૫ ભગવાન કહેછે નારદજીને, કાંઈ તમે જાણોછો ભાળજી; ઘરમાંથી જતો રહયો છે, પ્રદયુમનજીનો બાળજી. ૧૬ નારદ કહે છે હું શું જાણું, તમો રહોછો સાગર બેટજી; જેને ઝાઝા દીકરા, તેને તો દૈવની વેઠજી. ૧૭ ત્યારે ભગવાન કહે છે નારદને, પુત્ર વિના કેમ રહેવાશેજી; ત્યારે નારદ કહે છે પ્રશ્નમાં, આવશે એવું કહેવાશેજી. ૧૮ પછી આશન વાળી દીધી તાળી, નાકે ઝાલ્યું મનજી; વેઢા ગણીને નારદ કહે છે, સાંભળો જુગજીવનજી. ૧૯ તમારા પુત્રનું એક નારીયે, કરયું છે હરણુજી; ત્યારે હરી કહે દ્વારીકામાં આવે, તેતો પામે મરણજી. ૨૦ નારદ કહે છે તમે સુણો સામળા, સંભળાવું એક વાતજી; મારી એવી પ્રતિજ્ઞા છે, જુઠુ ન બોલું જાતજી. ૨૧ શ્રોણીતપુર એક નગ્ર છે, તેમાં બાણાસુરનું રાજજી; પ્રસંગે હું ત્યાં ગયોતો, મારે કાંઈ એક કાજજી. ૨૨ રાજા બાણની પુત્રી ઓખા, તેને હવું સ્વપ્નજી; અનિરૂધ્ધ સેહેજે વરી ગયો, તેનું વિભળ થયું છે મનજી. ૨૩ ચિત્રલેહા ચંચળ નારી, વિધાત્રીનો અવતારજી; તે આવી દ્વારીકામાં પછી, મન કર્યો વીચારજી. ૨૪ કઠણ કામ કરવું છે મારે, એકલાનું નહીં કામજી; મારૂ તેણે ધ્યાન ધરીયું, હું આવ્યો તેણે ઠામજી. ૨૫ મેં તામસી વિદ્યા ભણાવી, તે ઊંઘ્યું બધું ગામજી; અનિરૂદ્ધને લેઈ ગઈને, ઓખાનું થયું કામજી.

૨૬ કેઈપેરે લેઈ જાયે, એમ બોલ્યા શ્રી જુગદીશજી; ચક્ર સા-રૂ ઊંધે નહીંને, છેદી નાખે શીશજી. ૨૭ ચક્રનો વાંક નથીને, એ નીસરયું તું ફરવાજી; અમ સરખા સાધુ મળ્યા, તેણે બે-સારયું વાતો કરવાજી. ૨૮ ભગવાન કહે છે શાબાશ નારદીયા, એવાં તારાં કામજી; માથા ઉપર ઉભો રહીને, ભલું મરાવ્યું ધામજી. ૨૯ નારદ કહે તે કૃશ્નને, મેં નથી કરયો અન્યાયજી; જોયા પછી તમે જાણજો, ઘણી ફુટડી છે કન્યાયજી. ૩૦ ભલી-રે કન્યા ભલીરે વહુ, તમે ભલો કરયો વિચારજી; હવડાં મારા પુત્રના ત્યાં, શાકે સમાચારજી. ૩૧ મહારાજ જેણે ભોગવી છે, બાણાસુરની બાળજી; દસલાખ દઈત્યનો એકીવારે, પુત્રે આણ્યો કાળજી. ૩૨ શીવનો વર સાચો કરીને, ગયો અસુરને હાથજી; હમણા તમારા પુત્રની, ઘણી દુખની છે વાતજી. ૩૩ ઊંધે મુસ્તક બાંધીયોને, તળે લગાડયો અગનીજી; લીલા વાં-સનો માર પડે જેમ, ભાગ્ય હશે તો જીવશે તનજી. ૩૪ વાત સાંભળી વધામણીની, વગડાવ્યાં નીશાનજી; શામળા તતબર થાવો હવે, જીતવો છે બાણજી. ૩૫ તે માટે તમને કહુ, વિઠ-લજી વેહેલા થાઓજી; જો પુત્રનો ખપ કરો તો શોણીતપુરમાં જાઓજી. ૩૬

કડવુ ૭૦ મું.

રાગ સારંગ—કમળા તો કલ્પાંત કરે છે, હૈડે તે ઉઠી જ્વા-ળાજો; મારો કુંવર કારાગ્રહમાં બાંધીયોરે. મારાને પાઘડી બાં-ધતાં ન આવડેરે; મારો અનીરૂદ્ધ નાનેરૂ બાળજો. મારો કુંવર.

ટેક. ૧ રૂક્ષમણીયે ક્રશ્ન તેડાવીયારે, તમે સાંભળો દીનાનાથજો; મારો બાળક અસુર ઘેર બાંધીયોરે, તેતો કહી નારદજીએ વાતજો. મારે. ૨ મારો અનિરૂદ્ધ બોલી નથી જાણતોરે, તેતો શું જાણે જુદ્ધ કેરી વાતજો; હીંડતાં ચાલતાં અખડાઈ પડેરે, અનિરૂદ્ધ નાનેરૂ બાળજો. મારો, ૩ મારાને નીશાળે ભણવા નથી મોકલ્યોરે, નથી સાહ્યો અધ્યારૂનો મારજો; પ્રભુએ અમને પુરૂષ ન સરજાડયાંરે, તે સૌ પેહેલાં વઢવા જાતજો. મારો. ૪ ત્યારે શ્રી ક્રષ્ણે ગરૂડ તેડાવીયોરે, તેતો આવીયો તતકાળ જો; ભગવાન કહે છે ગરૂડનેરે, તમો કેટલો સેહેસો ભારજો. મારો ૫ તમો છપનકોટી જાદવ જેટલારે, તેતો સરવે થાઓ અસ્વારજો; તમે સાંભળો ક્રષ્ણ કોડામણારે, મારા અંગતણા રખવાળજો. મારો. ૬ મુજ ઉપર ચડે બધી દ્વારીકારે, તોએ મુજને ન આવે આંચજો; છાશી જોજનની મારી પંખનારે, ત્રણ જોજનની મારી ચાંચજો. મારો. ૭ પછી ગરૂડે ચડીને ગોવીંદ પરવરયારે, ત્યારે ગડગડીયાં નીશાનજો; પંખના વાગી જ્યારે ગરૂડનીરે, ત્યારે નાશી ગયા સર્વે સરપજો મારો. ૮ મારો કુંવર કારાગ્રહથી છુટીયો, જ્યારે ત્યાં આવ્યા સારંગ પ્રાણજો શ્રી ક્રશ્ન વાડીમાં ઉતરયા, તેનાં કોણ કરે છે વખાણ. મારે. ૯

વલણ.—ક્રશ્ન વાડીમાં ઉતરયા, માગ્યું રાયનું વનરે; ગરૂડને આપો આજ્ઞા, મુકાવી લાવે તનરે. ૧૦

કડવું ૭૧ મું.

રાગ ઢાળ—ગરૂડ ત્યાંથી પરવર્યો, એક નદી આવી અષો-

શ; તેમાં તેણે ચાંચ બોળી; પાણી લીધું શોષ. ૧ ત્યાંથી આઘેરો પરવર્યો, જ્યાં ખોતરણા અંગાર; પાણી પેલું પીધુ હતુ તે, વાવરયું તે ઠાર. ૨ ત્યાંથી આઘેરો પરવર્યો, જ્યાં ભુતને પરેત; પાંખે મારી પાડીયાં, કીધાં સરવે અચેત. ૩ ત્યાંથી આઘેરો ચાલીઓ, કુંવરને કોટે નાગ; નાહાનાને આખા ગળ્યા, મોટાના કરયા બે ભાગ. ૪ ભલુ થજો ભગવાન તમારૂ, પુરણ પામ્યો અહાર; કુંવરને મુકાવી લાવ્યો, જ્યાં છે જુગત આધાર. ૫ ઓધવને અકરૂડ બે હસીઆ, ભલા કૃષ્ણના તન; તમેરે આવ્યા પરણવાને, અમને ન લાવ્યા જાને; અમને પીરસ્તા લાવશી, તમે જમતા પકવાનરે. ૬

કડવું ૭૨ મું.

રાગ ઢાળ—આણી વાતે કુંવર મારા, શરમાણા નવ થઈયે; મારી વાતો તુજને કહું, તું રાખ્ય તાહારે હઈયે. ૧ કુબજા પેલી રાંટી ટુટી, કંસરાયની દાસ; મારા મનમાં તે ગમી, બેસારી રાખી અવાસ. ૨ નરકાસુરને મારીને, સોળ હઝાર લાવ્યો ઘરૂણી; તારા સમજો એમાં મુજને, એકે નથી પરણી. ૩ તારી માને જઈને લાવ્યો, બાંધવને બંધાવી; જાંબુવંતી રીંછડી, તેને માનીતી કહી બોલાવી. ૪ તુંતો મારો દીકરો, ધન તારી માનું પેટ; બીજા સરવે દીકરા તે, દૈવ કેરી વેઠ. ૫ આપણા કુળમાં ચાલ્યુ આવ્યું, શરમાણા નવ થઈએ; રૂડી નારી દેખીએતો, હરણ કરી લેઈ જઈએ. ૬ ઓધવને અકરૂડ બે હશીયા, ખડખડ મેલ્યા દાંત; રૂડી શીખામણ છોકરાને, દયોછો સુંદર

સ્યામ. ૭ જો આવી શીખામણુ અમારાં છોકરાંને દેશો તો, મુકવું પડશે દ્વારીકાં ગામરે. ૮

કડવું ૯૩ મું.

રાગ જેજેવંતી—શ્રી કૃષ્ણે જાદવ મોકલ્યો, તે શ્રોણીતપુરમાં જાય; જઈને કેહેજો બાણાસુરને, પરણાવો કન્યાય. શ્રી કૃષ્ણે. ૧ હોંશ હોયતો જુદ્ધને આવો, તેમાં નથી અમારે નાય; જાદવ ત્યાંથી સંચરયો, આવ્યો અસુર સભાની માંય. શ્રી. ૨ સાંભળને રાજા વીનતી, આવ્યા છે વૈકુંઠનાથ; દીકરી પરણાવી ચરણે લાગો, નહીં તો જુદ્ધ કરો અમ સાથ. શ્રી ૩ બાણાસુરને માહા દુ:ખ લાગ્યું, નેત્રે વરસે અગન; નીચ જાદવને જોઈએ મારી, કુળવંતી એ તન. શ્રી. ૪ ચાલ—એ ભરવાડો એ પીંડારો, ગોકુળમાં ચારી ગાય; મારયા વિના મુકું નહીં, જે થનાર હોય તે થાય. ૫ સેન્યા લેઈને રાજા ચાલ્યો, જોદ્ધાનો નાહીં પાર; હસ્તી ઘોડાને સુખપાલો, બાંધ્યા બહુ હથિયાર. ૬ ખડગ ખાંડાને તુંબરઝોર, ગોળી હાથને નાળ; ત્રિસુળ સાંગને મુદગર ફરસી, તોમરને ભીડી માળ. ૭ લાલ લોહમય ઝળકે ઝેરી, હાથ ધરી તરવાર; જોદ્ધા જોર કરતા આવ્યા, ને કરતા મારો માર. ૮ કો જોજન કો બે જોજન ઉંચા, કોને સમ ખાવા નાહી શીષ; વિકરાળ દંત મોટા દેખાડીને, વળી પાડે ચીસ. ૯ ભુઝરાણ કરતા આવી પડીયા, જાદવની સેન્યા માંહ્ય; ગીરધારીને ઘેરી લીધા, પડે બાણાસુરના ઘાય. ૧૦ પરીઘ ત્રીશુળા ને પડે કોવાડા, મુદગરને વળી ફરસી; સંગ્રામ સહુ સેન્યા

કરે, આયુધ્ધ ધારા રહી વરસી. ૧૧ જુજા દીશે જાદવ હલકારયા, કર ધનુષ્ય બાણુને તીર; તુટે કુંભસ્થળ ફુટે દંતુશળ, ચાલે નીર રૂધીર. ૧૨ બહુ ભટ ત્યાં પડવા લાગ્યા, ભુંગળને ભડાકે; વાંકડી તરવારયો મારે, ખડગને ઝડાકે. ૧૩ તુટે પાખરને પડે બખ્તર, કીધો કચર ઘાણુ; સર્વે જોધ્ધાને મારી કરીને, પાછા વળ્યા ભગવાન. ૧૪ વલણુ—પુરણુ પુરૂષોત્તમ પાછા વળ્યા, કરી અસુરનો નાશરે; સેન્યામાં આવી કરીને, શંખનો કરયો નાદરે. ૧૫

કડવું ૭૪ મું.

રાગ મારૂ.—શંખ શબ્દ તે વિકારણુ, રીપુ દૈત્યનું વિદારણુ; કૃષ્ણુ આવ્યા તે જાણુજ થયું, બાણુ પ્રાક્રમ તે કયાં ગયું. ૧ અનિરૂધ્ધ કહે સુણુ સુંદરી; શંખ જણાયો આવ્યા હરી; છુટયા બંધ તે આજ થકી, ઓ ગાજે હળધર સાત્વીક. ૨ બોલે પ્રદ્યુમન મોટે સ્વરે, બાણુ પાણુ છેદાશે ખરે; ગોવિંદની ગત્ય ન જાએ કળી, જાદવ સેન્યા આવી મળી. ૩ જાદવ સેન્યાયે ચાંપ્યો દેશ, મંત્રી કહે ઉઠો નરેશ, અનુચર આવ્યો તે લાવ્યો વાત, કહે દ્વાર દિસે ઉતપાત. ૪ મંત્રીને કરી નેત્રની સંજ્ઞા, સેન્યાને આપો આજ્ઞા; દુંદભી નાનાવીધ ગડગડે, આયુધ્ધ ધરીને યુધે ચઢે. ૫ ત્યાં રૂપૈઆ કહાડયા લખી, સેન્યા સહુ ટોપ જીવ રાખી; પાટ સ્વધર બખ્તર પાળ, ડચકારે ઘોડા દે ફાળ. ૬ મોરડે મણી ઝુમતાં લટકે, પોતાના પડછાયા દેખી ભડકે; વાંદરે વાદે નાચંતા, ચુંટે ઘોડાને પાણી પંથા. ૭ કાળા કાબ-

ર ને કલંકી, કુમેદ લીલા ને પચરંગી; હાંસાળો હયહણીઓ જોહ, કાળા કછી કાબરા તેહ. ૯ પીળા પાખર પોપટ સ્વેત, વાયુ વેગી માંકડીઆ કેત; રથ પાળા અસવાર અનંત, દીર્ઘ ઘસે પુખ કરડે દંત. ૧૦ પુરની પોળે સેન્યા ન માય, હણો જાદવ કહેતા જાય; ટોળાં ઉપર ટોળાં આવે, પગને પ્રહારે ધરતી ધુજાવે. ૧૧ રીસે અંતરમાં ઘર હડે, રણે રાય બાણાસુર ચઢે; ઝટકાર કરે બાણાસુર મલ્લ, પૃથ્વી થઈ જ્યારે ઉથલ. ૧૨ ગર્જના કીધી મુખથી ભુપાળ, ખળભળ્યાં ત્યારે સાત પાતાળ; બ્રહ્મલોક સુધી પોહોત્યો નાદ, બાણે કૃષ્ણને દીધો સાદ. ૧૩ ગરૂડ આસન આવ્યો ખેપ કરી, નહીં જાવાદઉં કુશળો ફરી; ઉનમદ જાદવ ઉછાંછલા, તમો પામો સકળ સંસાર. ૧૪ કુંવારી કન્યા કપટે કરયો, બોલાવે શ્રાપ થાય પાધરો; કુડું કરમ કીધું કુંવરે, વળી તું વઢવા આવ્યો ઉપરે. ૧૫ ત્યારે હશીને બોલ્યા ભગવાન, અમો લેઈ આવ્યાછું જાન; જો વિધાતાયે કીધો સબંધ, વર કન્યાના છોડો બંધ. ૧૬ ત્યારે બાણાસુર બોલ્યો તતકાળ, સબંધ શાનોરે ગોવાળ; એવી આપીશ પેહેરામણી, સૌને મોકલીશ જમપુરી ભણી. ૧૭ બાણાસુર જ્યારે બોલ્યો વ્યંગ, ત્યારે કૃષ્ણે કીધુ સારંગ; કડા ઝુડ બે કટક થયાં, ઉઘાડાં આયુધ્ધ કરમાં ગ્રહ્યાં. ૧૮ ખાંડાં ફરશીને તરવાર, કો કહાડે માથેથી ભાર; ત્રિશુળ તોમર ગદા મુશળ, ગાજે રામે ધરી મુશળ. ૧૯ છપન્ન ક્રોડ જાદવ ગડગડે, દાનવ ઉપર તુટી પડે; દાનવ દળ બહુ પળાય, બાણાસુર દેખી અકળાય. ૨૦

કડવું ૭૫ મું.

રાગ ઝુલાણા છંદનો---અલ્યા જા પરો જા પરો નાદાન છોકરા, વઢવાને તું મારી પાસ આવ્યો; અલ્યા નિચ ગોવાળિયા જાત કહાવ્યો, મારી સાથે નહિ જાય ફાવ્યો. ૧ અલ્યા ગોકુળ માંહિ તું ગાવડી ચારતો, પરનારી કેરાં તું ચીર હરતો; હાથમાં લાકડી ખાંધે હતી કામળી, મધુવન વિષે તું રે ફરતો. અલ્યા. ૨ સાંગ્ય શ્રી સુર્યતણી તેજ ત્રિશુળ તણું, માહારા હાથમાં તેહ ચળકે; મારે ક્રોધે કરી ડોલે છે દેવતા, બધી ધરણી ધુજે અને શેષ શળકે. અલ્યા. ૩

કડવું ૭૬ મું.

રાગ ઢાળ---એવી વાંણી સાંભળતામાં, કોપ્યા દીનદયાળ; બાણાસુરના હાથ છેદ્યા, સ્વામી શ્રી ગોપાળ. ૧ કોપ કરી કરપાત્ર મેહેલ્યું, વળતું તેણીવાર; બે હાથ રહ્યા છે બાણાસુરને, તેનો કહુ વિસ્તાર. ૨ રૂધીર વહેછે બાણાસુરને, મન થયો નિરાશ; માહાદેવજીએ હાથ આપ્યા, માટે ગયો કઈલાશ. ૨ નારદ ચાલી આવીયા, જ્યાં બાણાસુરની માય; તારા કુંવરના હાથ વાઢયા, કહો વલે શી થાય. ૩

કડવું ૭૭ મું.

રાગ ગુજરી---શુકદેવ કહે છે વાત, વેવાણ આવીયાં રે; જેની જોવા સરખી જાત, વેવાણ આવીયાં રે. ૧ માંથે કેસ વાંસની જાળ, વેવાણ; જેનું નેત્ર સરોવર પાળ. વેવાણ. ૨ જેના સુપડા જેવા કાન, વેવાણ; જેનું મસ્તક ગીરીસમાન. વેવાણ. ૩ એ-

ની આંખ અંધારો કુપ, વેવાણ; જેનું મુખ દીસે છે કદરૂપ, વેવાણ. ૪ હળદાંડી જેવા દંત, વેવાણ; દીઠેજ્તએ એનો અંત, વેવાણ. ૫ એનાં સ્તન ડુગરશાં ડોઝાં, વેવાણ; કાને ઘાલ્યાં હાથીના હોઝાં; વેવાણ. ૬ કોટે ખજુરાનાં તનમનીયાં, વેવાણ; કાને ઉંટના ઓગનીયાં, વેવાણ. ૭ પાસે રીંછ કલ્લાં વિકાળ, વેવાણ; કેહેડે પાડાની ઘુઘરમાળ, વેવાણ. ૮ વાંકડા સરપ એના હાથે, વેવાણ; બળતી સઘડી મુકી માંથે, વેવાણ. ૯ કોટરા આવી જ્યાં મોરાર, વેવાણ; કુંવરે સાસુ ખોળી સાર. વેવાણ. ૧૦ જેની પીઠ ડુગરશાં ડોજાં, વેવાણ; એના મુસ્તકમાં ફરે રોઝા. વેવાણ. ૧૧ મુખ બોલે વચન વીકરાળ, વેવાણ; દેખી પડે જાદવને ફાળ, વેવાણ. ૧૨ કોટરા આવી જ્યાં મોરાર, વેવાણ; કુંવરે સાસુ ખોળી સાર, વેવાણ. ૧૩

ચાલ. કોટરા કહે છે કરગરી, એના બાપને ચાંપ્યો પાતાળ; જાણશે તો ઘણું થયું, એછે તમારો બાળ. ૧૪ કરૂણા સાગર કૃપાનીધી, ક્ષમા કરો આ વાંક; દીન જાણી દયા કરો, એછે તમારો રાંક. ૧૫ ચક્ર ચતુરભુજે પાછુ તેડયુ, કરૂણા કરી જગનાથ; નવસે છન્નુ કર છેદી નાંખ્યા, રાખીયા ચાર હાથ. ૧૬ રૂધીર ભર્યો આંસુ ગળતે, આવીયો શીવની પાસ; એમ કહીને પાયે લાગ્યો, સાંભળો પતી કઈલાસ. ૧૭ એક મારી વિનતી, તમો સાંભળો જગદીશ; સાંભળી કોપે ભરાયા, પોતે ઉમીયા ઈશ. ૧૮ વલણ.—મનમાં રીસ ચઢી તમો સાંભળો રાજકુમારરે; સદાશીવ યુધ્ધે ચઢયો, તેણે ધુજી ધરા અપારરે.

કડવું ૭૮ મું.

રાગ સારંગ—એ ભરવાડો એ પીંડારો, ગોકુળમાં ચારી ગાય; માહારા આપ્યા હાથને, તે છેદીને કયાં જાય. ભડભડતા ગણેશ ચાલ્યા, ઊંદરડે અસવાર; ઉદર ઉપર સ્વામી કારતીક, ચાલ્યા શંકરના કુમાર. ૨ સીંહ ઉપર વીરભદ્ર ચાલ્યા, વ્રષભ ઉપર શીવરાય; સેન્યા બહુ ભેળીકરી, કહું તેહ તણો મહીમાય. ૩ ડાકણુ સાકણુ ભુતપ્રેત, પીશાચ વંતર ગાત્ર; દડુક દડુક ચાલે ભુતડાં, જેનાં હાંલ્લાં સરખાં માથાં. ૪ હરી જઈ કૃતવરમાને કહેછે, જાદવને સમજાવો; અસુરનું ઉપરાણું કરી, જોગીડો વઢવા આવ્યો. ૫ શંકર મુખથી બોલ્યા આવી, લાગી મનમાં જવાળ; સનમુખ આવી ઉભા રહી, માંહે ભાંડે ગાળ. ૬ હે કાળા અરજુનના સાળા, ભરયા ઉચાળા જેહ; મધ્યરાતે મથુરાંથી નાઠો, ગયો વીસરી તેહ. ૭ મારી માશી પુતનાને, દહીનાં લીધાં દાણું; મુસાળનુ છેદન કરીને, થઈ બેઠો રાજન. ૮ તું આહીરડામાં અવતરયો, નથી વાત મારી અજાણી; ત્યારે શંકર પ્રત્યે કોપ કરીને, બોલ્યા સારંગ પ્રાણી. ૯ મડે મસાણે ફરતો હિંડે, રાખ ચોળે અંગ; આક ભાંગ્ય ધંતુરો ચાવે, નફ્ટ તારા ઢંગ. ૧૦ ડાકણુ સાકણુ ભુત પ્રેત ને, નીચ સાંગરો જોડો; બળદ ઉપર ભાર મુકયો, તાહારા ઘરમાં ન મળે ઘોડો. ૧૧ રાત દાહાડો બાવો થઈ ફરતો, તાહારા ઘરમાં રોતી નારી; ત્યારે કૃષ્નપ્રત્યે કોપ કરીને, બોલ્યા છે ત્રીપુરારી. ૧૨ અલ્યા છોકરીઓમાં છાશ પીતો, મરદ મટી થતો મ્હેરી; જગતમાં એ-

વું કહેવાયું જે, કાનુડે કાંચળિ પેરી. ૧૩ પરનારીશુ ક્રીડા કરતો, કેહેવાયો વ્યભિચારી; ત્યારે શંકર પ્રત્યે કોપ કરીને, બોલ્યા દેવ મોરારી. ૧૪ ભગવાન કહે હું વ્યભીચારી, મુને બધી વિસ્વે જોયો; તું એવો સાધુ હતો, ત્યારે ભીલડીશું મોહયો. ૧૫ વચન એવું સાંભળીને, કોપીયા શીવરાય; કડાક લઈને ત્રીસુળ માર્યું, થનાર હોયતે થાય. ૧૬ ત્યારે શ્રીકૃષ્ણે મુકયું સુદરશન, આવ્યા ચપટ ઘાય; માંહો માંહે યુધ્ધ કરે છે, બળ કહ્યું નવ જાય. ૧૭ ગણુપતીને કુંવર પ્રધુમન, વઢતા બન્યો કુમાર; વસુમાન ને બટુક ભૈરવ, કરતા મારા માર. ૧૮ વિરભદ્ર બળરામ સામા, યુધ્ધ કરે માંહો માંહે; શીવને શામળિયો વઢે, ત્યાં જોવા સરખું થાયે. ૧૯ કાળ ભઈરવ કપાળ ભઈરવ, તેક્ષણુ ભઈરવ સાર; સંહાર ભઈરવ ક્રોધ ભઈરવ; દંભ ભઈરવનો માર. ૨૦ ઉગ્રસેનને વીરસેન બે જોદ્ધા કેહેવાય; આપ આપણા ભીરૂ લઈને, યુધ્ધ કરે રણુ માંય. ૨૧ ભુત પ્રેત પીસાચવંતર, ડાકણુ વળગે ચુસે; અવળા પગ જેને ચુડેલ કહીએ, રૂધીર સહુનું ચુસે. ૨૨ ક્રશ્ન કેરા મારના, ભાલા વાગે ભચ; તરવારયોની ધારાયે, કોના નાક વાઢયાં કચ. ૨૩ કોઈને અધસાતા કીધા, હાથ તણી લપડાકે; કોઈને માર્યા પાટુ પાની, ભોંગળને ભડાકે. ૨૪ જાદવ કેરા મારથી, બહુ ઝોળીચે ઘાલ્યા જાય; કોને રણુમાં રોળીયા, તેની થરથર ધ્રુજે કાય. ૨૫ પરીઘ ત્રીસુળ તુંબર ફરશી, હસ્તનાળ છુટે સરરાટ; ગડગડતા ગોળા પડે, થાય બહુ ખડખડાટ. ૨૬ હસ્તી ચર્મને માંસની, બે પા-

ળ બંધન થઈ; સાગર નુ સંગમ મળ્યો, એમ શ્રોણીતપુરની સરીતા વહી. ૨૭ પાંડુરોગને હૈયાહોડી, ભગંદર કેરી જાત; ઉ-રષ નારૂને પાઠુ કહીએ, ઠરણુતુલ્ય સનેપાત. ૨૮ રોમ તણો ભાર બહુ દેખી, જાદવ નાશી જાય; રોગના વરસાદથી કોને, ઉભુ નવ રેહેવાય. ૨૯ રોગના વરસાદથી, ચઢી હરીને રીસ; નાવની ટોળી બાંધીને, છેદવા માંડયાં શીશ. ૩૦ તાવ વાણી બોલીયા, રેહેવાનો આપો ઠામ; તમે મુજને પેદા કરીને, કર્યાં મારો ભગવાન. ૩૧ પાપી તમે મૃત્યલોકના, માનવીના લ્યો પ્રાણ; તાવ કહે એ કથા સાંભળો, હરીહર કેરૂં જ્ઞાન. ૩૨ મ-હારાજ ત્યાં અમે નહી જઈયે, સાંભળો અશરણુ શરણુ; ચ-તુર માસમાં સાંભળે, જે કોઈ આ ઓખાહરણુ. ૩૩ તેના સ્વ-પ્નાંતરમાં જોસો તો, છેદી નાંખીશ શીશ; તાવની વાણી સાં-ભળીને, બોલ્યા શ્રીજુગદીશ. ૩૪ ઓખાહરણુ જે સાંભળે, મન ભાવ કરીને જેહ; તેને પીડે તો મારી નાંખુ, એમાં નહીં સંદેહ. ૩૫ તાવ કહે એકવાર સાંભળે, તે વરસમાં ન જાવું; બે વાર જે સાંભળે; તેને દીઠેથી નાશી જાઉં. ૩૬ ત્રણવાર જે સાંભળે, અમારૂ તમારૂ જ્ઞાન; તેને જનમ માંહે નવ પીડું, તમો સાંભળો ભગવાન. ૩૭ ઓખાહરણુ જે સાંભળે, તેનુ લેઈએ નામ; કોલ લઈને સંચરયો, ગયો કઈલાશ ધામ. ૩૮ સુકદેવ કહે પરીક્ષતને, તમે સાંભળો કહું રાય; ત્યળતી ભાથા ભીડીયા, કઈલાશ કેરે રાય. ૩૯ શાસ્ત્ર એવાં કહાડીયાં તેનો કોઈ ન પામે પાર; ઈશને જુગદીશ વઢતાં, કોઈ ન પામે હાર.

૪૦ વજરાસ્ત્ર ત્યાં મેલીયું, પોતે શ્રી ત્રીપુરાર; ત્યારે મોહાસ્ત્ર મેલીયું, સામા રહી દેવ મોરાર. ૪૧ નાગાસ્ત્ર ત્યાં મેલીયું, સામા રહી ઉમીયા ઈશ; ગરૂડાસ્ત્ર ત્યાં મેલીયું, પોતે શ્રી જુગદીશ. ૪૨ પર્વતાસ્ત્ર ત્યાં મેલીયું, સામા રહી શીવરાય; ત્યારે વાવાસ્ત્ર ત્યાં મેલીયું, તેનું જોર કહ્યું નવ જાય. ૪૩ સુદરશન ત્યાં કાહાડીયુ, કરોધ કરી જુગદીશ; ત્યારે ત્રીસુળતે લઈ રહ્યા, પોતે ઉમીયા ઈશ. ૪૪ એકે પોઠીયોને, એકે લીધો ગરૂડ; ત્રીશુળને શુદરશન વળગ્યાં, તે આવ્યાં કડાઝુડ. ૪૫ તેમાંથી અગ્નિ વરસે તે, બ્રહ્માંડ પ્રલે થાય; શેસનાગ શળકવા લાગ્યો, ભાર ન ખમે ધરાય. ૪૬ બ્રહ્માણી કહે છે બ્રહ્માજીને, તમે સાંભળો માહારા નાથ; શીવને શામળીયો વઢે, નારદે કીધો ઉતપાત. ૪૭ રાડ જઈને ચુકયો, તેમાંથી થાય કલ્યાણ; હંસે ચઢીને બ્રહ્માજી આવ્યા, વિચારીને જ્ઞાન. ૪૮

કડવું ૭૬ મું.

રાગ ધનાશ્રી—આ બેમાં કોને નંદુને, સાંભળો શીવ રણછોડજી; વિરોધને વેગળો મુકીને, પુરો જગતના કોડજી. ૧ શંકર કહે છે કૃષ્ણને, તમો કયારે આવ્યા ભગવાનજી; હરીહર બે કોટે વળગ્યા; દીધું ઝાઝું માનજી. ૨ શીવે ક્રશ્નને તાળી મારી, બોલ્યાનો વિવેકજી; વઢનારાતો કોઈક હશે પણ, આપણ એકના એકજી. ૩ કૃષ્ણે ચક્રને પાછુ લીધું, શીવે લીધું ત્રીશુળજી; બ્રહ્માયે આવી સમાધાન કીધું, થયું પૃથ્વીમાં શુલજી. ૪ શીવે લઈને પાસે તેડયો, શોણીતપુરનો નાથજી; અલ્યા તુજ-

ને ભુજ આલ્યા માટે, વઢવા આવ્યો મુજ સાથજી. ૫ વળી હાંશ હોય તો યુદ્ધ કરો, શામળીયાનો સાથજી; મદ મત્સર અહંકારથી મેં, ખોયા હજાર હાથજી. ૬ બાણાસુર કહે હવે વઢુતો, છેદે મારૂ શીશજી; બાણ વળતી વલણે ચાલ્યો, સાંભળો ઉમીયા ઈશજી. ૭ વલણ—મેં ખોયા હાથ હજારનેં, હવે શીર છેદાવું રે; જેમ તેમ કરીને જાન તેડાવો, પછી કન્યાને પરણાવું રે. ૮

કડવું. ૮૦ મું

રાગ સોહીણી—હરીહર બ્રહ્મા ત્રણે મળ્યા; દુઃખ ભાગીયાંરે; ત્યારે દાનવનું શું જોર, મળ્યા મન માનીયાંરે. ૧ બ્રહ્મા વિષ્ણું ત્રણ એક છે, દુઃખ ભાગીયાંરે, તેમાં તે શી વઢવાડ, મળ્યા. ૨ શિવે બાણ કૃષ્ણને નમાવિયો, દુઃખ; શરીરે કૃષ્ણે ફેરવ્યો હાથ, મળ્યા. ૩ કાપ્યા કરની પીડા મટી, દુઃખ; જ્યારે પ્રસંન થયા જદુનાથ. મળ્યા. ૪ હવે ગરૂડને દ્વારીકાં મોકલ્યા, દુખ; તેડાવો સઘળો પરીવાર, મળ્યા. ૫ સોળ સહસ્ર એકસો આઠ પટરાણીયો, દુખ; તેડાવો પરીવાર, મળ્યા. ૬ ગરૂડ પ્હોત્યો દ્વારીકાં, દુખ; તેડવા જાદવની નાર, મળ્યા. ૭ તેડી છપન્ન કોટીની, દુઃખ; તમો તેડો સઉ પરિવાર, મળ્યા. ૮ તે ગરૂડ ઉપર સઉએ ચઢયાં, દુઃખ; ત્યારે ગરૂડની પાંખ ભરાય, મળ્યા. ૯ તેડી શ્રોણીતપુરમાં આવીયાં, દુઃખ; આવી જાદવની સરવે નાર, મળયા. ૧૦ જાની વાસ આપ્યા મન માનીયાંરે, દુઃખ; તેમાં ઉતરયા છપન કરોડ; મળ્યા મન માનીયાંરે.

કડવું ૮૧ મું.

રાગ ધોળ—પારવતીને પિયરનાં નોતરડાંરે, બેસવા તો રૂડાં લાવજો પાથરણાંરે; તેડાવોને ઉદ્દીયાચળ અષ્ટાચળરે, તેડાવોને વિંધ્યાચળ પીનાચળરે. વર રાયને નાવણ વેળા થાયરે, વર રાયને પીઠી ત્યાં ચોળાયરે.

કડવું. ૮૨ મું.

રાગ ગુજરી—કૃશ્ન કેરી ઘરૂણી નીંદ્રા નવ પોઢશોરે, અનિરૂદ્ધને તે લઈ સંચરો; રૂક્ષ્મણી જાગવુંરે બળભદ્ર કેરી ઘરૂણી નીંદ્રા નવ પોઢશોરે, અનિરૂદ્ધને તેલઈ સંચરે; રેવંતી જાગવુંરે. વાસુદેવ કેરી ઘરૂણી નીંદ્રા નવ પોઢશોરે, અનિરૂદ્ધને તે લઈ સંચરો; રૂતુમતી જાગવુંરે. મહાદેવ કેરી ઘરૂણી નીંદ્રા નવ પોઢશોરે, ઓખાબાઈને તે લઈ સંચરો; પારવતી જાગવુંરે. ગણપતી કેરી ઘરૂણી નીંદ્રા નવ પોઢશોરે, ઓખાબાઈ તે લઈ સંચરો; સુધ બુધ જાગવુંરે. બાણાસુર કેરી ઘરૂણી નીંદ્રા નવ પોઢશોરે, ઓખાબાઈને તે લઈ સંચરો; બાણમતી જાગવુંરે. કઉભાંડ કેરી ઘરૂણી નીંદ્રા નવ પોઢશોરે, ઓખાબાઈને તે લઈ સંચરો; રૂપમસ્તુ જાગવુંરે.

કડવું. ૮૩ મું.

રાગ ધોળ.—હલાહલ હાથણી શણગારીરે, હરતી ફરતી સોનાની અંબાડીરે; તેના ઉપર બેસે વરજીની માડીરે, સોનેરી કોર કસુબલ સાડીરે. માથે મોડ ભમરીયાળો ઝળકેરે, ઉષ્ણોદકે વરને કરાવ્યું સ્નાનરે; નાની વીધનાં વસ્ત્ર પેહેરાવ્યાં પરી-

ધાનરે. કનક બેરખા પુંચીયો બાજુબંધરે, અનોપમ ઉપન્યો આનંદરે; મુગટ મણીમય ધરયો અનિરૂદ્ધ શીશરે, લળકે ઝળકે ઉદયજ જેવો દીસેરે. કસ્તુરીનું તીલક કરયું છે ભાલરે, વળતી તેને ટપકું કરયું છે ગોરે ગાલરે; હરી હળધરનો જશ બોલે બધા જનરે, જાદવ સહિત શોભે છે જુગજીવનરે. સાત પાંચ સોપારી શ્રીફળ અપાયરે, વરજીને તો ઘોડીની વેળા થાયરે.

કડવું. ૮૪ મું.

રાગ દેશી ઘોડલીનો.—અનીહાંરે અનિરૂધ્ધની ઘોડલી ટેક. અંત્રીક્ષથી ઘોડી ઉતરીરે, પુજીએ કુમકુમ ફુલ; ચંચળ ચરણે ચાલતીરે, એનું કોઈ ન કરી શકે મુલ. અનિરૂધ્ધજીની ઘોડલી. ૧ મોરડે મોતી જડયાં રે, હિરા જડીત્ર પલાણ; રત્ન જડીત જેનાં પેંગડાંરે, તેનાં વેદ કરે છે વખાણ. અનિરૂધ્ધ. ૨ અંગ જેનું અવ નવું, ઝળકે તે ઝાક ઝમાળ; ઝબુકે જેમ વીજળીરે, તેને કંઠે છે ઘુઘુરમાળ. અનિરૂદ્ધ. ૩ દેવદાનવ માનવીરે, જોઈ હરખ્યા તે સુંદીર સ્યામ; થનક થનક ચાલતીરે, એનું પંચકલ્યાણી છે નામ. અનિરૂધ્ધ. ૪ રૂપવંતી ઘોડી ઉપર, અનિરૂધ્ધ થયા અસ્વાર; પાનનાં આપ્યાં બીડલાંરે, ઉપર શ્રીફળ ફોફળ સાર. અનિરૂધ્ધ. ૫ હિંડે હળવે હાથીઓરે, ઉલટ અંગ ન માય; સુરીનર મુનીજન જાએ વારણેરે, આગળ ઈંદ્ર રહ્યા છડીદાર. અનિરૂધ્ધ. ૬ સનકાદિક શિર છત્ર ધરેરે, નારદ વેણાવાય; ચંદ્ર સુરજ બેઉ પેંગડેરે, આગળ વેદ ભણે

બ્રહ્માય. અનિરૂધ્ધ. ૭ વાજાં છત્રીસ વાજતાં રે, નગર એને પ્રદેશ; લોક સર્વે જોવા મળીયું શ્રોણીતપુર દેશ. અનિરૂધ્ધ. ૮ રાયે નગર શોહરાવીયુંરે, શોહરાવી છે વાટ; ધજાપતાકા જળહળેરે, શોહરાવ્યાં શ્રોણીતપુરનાં હાટ. અનિરૂધ્ધ. ૯ દેવ સરવે ત્યાં આવીયારે, જશ બોલે બંદીજન; જાચક કરે બહુ જાચનારે, જેને હરી ટાળે નીરધન. અનિરૂધ્ધ. ૧૦ રામણદીવો કર રૂક્ષમાણીરે, લુણ ઉતારે બેની ધીર; ગ્યાન કરે છે અપસરારે, ત્યાંતો જોવા ઈચ્છે જદુવીર. અનિરૂધ્ધ. ૧૧ એવી શોભાયે વર આવીયારે, તોપણ ખોટી થાય વર રાય; સાળો છાંટ છાંટણારે, મળી માનુની મંગળ ગાય. અનિરૂધ્ધ. ૧૨ ધુસળ મુસળ રવઈયોરે, સરીયો સંપુટ ત્રાક; ઈંડી પીડી ઉતારતાંરે, વરનું તીલક કરી તાણ્યું નાક. અનિરૂધ્ધ. ૧૩ નાચે અપ્સરા ઈંદ્રનીરે, નારદ તુમ્બુર વાય; મધુરી વાણી વાજતીરે, એવો આનંદ ઓછવ થાય. અનિરૂધ્ધ. ૧૪ પુંખવા આવી પ્રેમદારે, માથે મેલી મોડ; રામણદીવો જળહળેરે, રૂક્ષમણી ઘાલ્યો મોડ. અનિરૂધ્ધ. ૧૫ ગળે ઘાટ ઘાલી તાણીયારે, આવ્યા માંહેરા માંહ્ય; આડા સંપુટ દેવરાવીયારે, ત્યાં વરત્યો છે જેજેકાર. અનિરૂધ્ધ. ૧૬ ઘોડી ગાયને સાંભળે, તેને ગંગા કેરૂ સ્નાન; વાંઝીયો પામે પુત્રનેરે, નીરધનીયો પામે ધન. અનિરૂધ્ધ. ૧૭

કડવું. ૮૫ મું.

બાણાસુર પખાળે ચરણ.—શોભા ઘણેરીરે, ત્યાં તો બાણમતી નામ વરણ, શોભા ઘણેરીરે. ૧ ત્યાં તો પેહેલું મંગળ

વરતાય, શોભા ઘણેરીરે; પેહેલે મંગળ સોનાનાં દાન અપાય, શોભા. ૨ દાન લેછે કૃષ્ણનો સંતાન, શોભા; ત્યાં તો બીજુ મંગળ વરતાય, શોભા. ૩ બીજે મંગળ ધેનુનાં દાન અપાય, શોભા; ત્યાં તો ત્રીજુ મંગળ વરતાય. શોભા. ૪ મંગળ હસ્તીનાં દાન અપાય, દાન લેછે કૃષ્ણ તણો સંતાન, શોભા. ૫ ત્યાં તો ચોથુ મંગળ વરતાય, શોભા; ચોથે મંગળ કન્યાનાં દાન અપાય, શોભા. ૬ ત્યાં તો વરત્યાં છે મંગળ ચાર, શોભા; આપે ગરથ સહીત ભંડાર, શોભા. ૭ લાવે બાણુમતી કંસાર, શોભા; ત્યાં તો પીરસે છે ચાર વાર, શોભા. ૮ ત્યાં તો આરોગે નરનાર, શોભા; ત્યાં તો દુધડે સ્નાન કરાવે, શોભા. ૯ ચાર સોભાગ્યવંતી બોલાવે, શોભા; ઓખા શોભાગ્યવંતી કહેવરાવે, શોભા. ૧૦ ઓખા અનિરૂધ્ધ પરણીને ઉઠયાં, શોભા; ત્યાં તો સોનેચે મેરૂ તુઠયા, શોભા ઘણેરીરે. ૧૧

કડવું. ૮૬ મું.

બાણાસુર ગોરવ નોતરે સૌકો સાથસુરે; સાથે જમણની શી રીત હળધર ભ્રાતશુરે. શ્રી કૃષ્ણ કરે પ્રણામ, હળધર ભ્રાત શું રે; તમો ગોરવ વેળા પધારજો, સૌકો આવજોરે. સાથે માણસની શી રીત, ગમે તેને લાવજોરે; વેવાણો ઘરમાં ગઈ જયાં વરની માવડીરે, તેના કુમકુમ રોળ્યા પાય, જઈ પાયે પડીરે; અનિરૂધની માવડી બોલીયાં રીત અમારડીરે. તમારી પંરઠણ જેહ, મનાવુ ગોરડીરે; બાણુમતી બોલીયાં રીત અમારડીરે, ગોરવ મનાવીને ચાલીયાં, મનશું માલતાંરે. હાલહાલ કરો રશોઈ

રાંધણુ ચાલતાંરે, જાન બહુ પ્રકારની ગણુતાં કાંઈ નવિ લહુરે; કાંઈ વસ્તુ અનેક, ગણુતાં સઉ કહુરે, જાદવ કેરી જોડ, સઉકો સાથશુરે; આવ્યા શ્રીકૃષ્ણ માહારાજ, છપન ક્રોડશુરે; વેવાઈની વાત કાંઈક સાંભળીરે; ભોજન કરવા ઠાસ, જુગતીઓ ભલીરે. આજ્ઞા આપી રાય, સઉકો બેઠા થયારે; એતો સ્નાન કરી મંદીરમાં ગયાંરે. સ્મરણુ કીધુ નાથનુ, બેઠા બેસણેરે; નવજોબનવંતી નાર, નીકળી પિરસણેરે. ચકમકના તકીયા ઘણા, ઝારાને લોટડારે; માંહે બે સાણ બહુ વિવેક, દીસે ફુટડારે. બાવન પરની થાળી સોનાના વાડકારે; પિરસનારી પ્રમાણુ, જમનારા લાડકારે. ખાંડ પકવાનના મેવા બહુ ઘણારે; પુરણુને દુધપાક સાકરીયા ચણારે. ગોટા ગળિયા તડબુચા, આંબા સાખશુરે; પિસ્તાંને અખરોડ દાઢમ દ્રાખશુરે. તલસાંકળી મોળાં દહિથરાં સેવ છુટી કળીરે. ખોબલડે પીરસે ખાંડ, મરકી બેવડીરે. ખાજાં જલેબી દસમી દળીયાં મશામસેરે; ઘેબરને મોતીચુર, જમતાં સહુ હસેરે. મગદળને મેસુર પેંડા લાવીઆરે; પકવાન બીજાં અનેક, લાખણુશી ભાવીઆરે. બાટ બંધેટા રાંધીયા માંહે ખાંડ ભેળીરે; ગવરીનાં તાવ્યાં ઘી, સેવો ગળગળીરે. સારો કરયો કંસાર, પોળી પાતલીરે, શાકરની મીઠાશ, આણી કચોળેભરીરે. જમવા બેઠી નાર, જાદવની બાપડીરે; જમતાં કહો ભલાંરે લવિંગ સોપારી એલચી, પાન સમારીઆંરે, બીડલી બાસઠ પાન, સઉને આપિઆંરે; સાજન હતુ શ્રી કૃષ્નનું, તે સરવે જમ્યુરે; પ્રેમાનંદના નાથ, ત્યાં વહણુ થયુરે.

કડવું ૮૭ મું.

રાગ પેહેરામણીનો—આપ્યું મુકર્યું સરવે પોકર્યું, કન્યાને વળાવો; માહારા નવલા વેવઈઓરે. રથ ઘોડાને પામરીયો, સૌ જાદવને બંધાવો; માહારા નવલા વેવાઈઓ. જરકશી જામા તમે કૃષ્નને પેહેરાવો; માહારા નવલા વેવાઈઓ. પંચવસ્ત્રને શણગાર, તમે જમાત્રને આપો; માહારા. દક્ષીણનાં ચીર રાણી, રૂક્ષમણીનેઆપો; માહા. જરી મુગટને શાલદોશાલા, જાદવને તમે આપો; માહારા. સાળુ ઘરચોળાંને, ઘાટ ઘણેરા સતી સતભામાને આપો; માહારાનવલા વેવાઈઓ. પાટણનાં પટોળાં, રાણી જાબુવંતીને આપો; માહારા નવલા વેવાઈઓ. વલણ—પેરામણી પુરણ થઈ, હઈડે હરખ ન માયરે; કન્યા તેડી કોડે કરી, હવે કૃષ્ણ દ્વારીકાં જાયરે.

કડવુ ૮૮ મું.

રાગ વેરાડી—ઓખા ચાલી ચાહણ હાર, સઈયરો વળાવા સંચરી; ઓખા ઉભી રેહે મળતી જા, માને વહાલી દીકરી. કોઈ લાવે એકાવળ હાર, લાવે શોનાનાં સાંકળાં; કોઈ લાવે સોળ સણગાર, ઓખાબાઈને પેહેરવા. ઓખાને વળતાં બોલીઆં કહે બાઈરે, ચિત્રલેહા આવ ઓરી લાવ્ય વાહરે; આલે સોનાનાં સાંકળાં બોલ્યાં બાઈરે, શું કરે સોનાનાં બોલ્યાં બાઈરે, તારા ગુણ ઓશીગળ થાઉ બોલ્યાં બાઈરે, નીત નીત ગોમતીને રણછોડ આવ્યા નાહીરે; ત્યાં મુજને સંભારજયે બાઈરે, એટલે પોહોચ્યા મનના કોડ લાવ્યા વાહીરે.

કડવું ૮૯ મું.

રાગ ધોળની દેશી—ઓખાબાઈતો સાસરીયે હવે જાયરે, માનની તો મળીને મંગળ ગાયરે; રથ અગ્ર પઈડુ ત્યાં શ્રીફળે સીંચાયરે, ઓખાબાઈને લાડ કચોળુ અપાયરે, ઓખાબાઈને શીખામણ દેછે માયરે.

કડવું ૯૦ મું.

રાગ બીભાસ—સાસરીયાના સાથમાં, તુ ડાહી થજે દીકરી; હું તુજને શીખામણ દેઉ, તે રખે જતી વીસરી. સાસરીયાના સાથમાં હળવે ચાલીયે; સાસરીયાના સાથમાં ખોળે ખાવું ન ઘાલીયે. સાસરીયાના સાથમાં માં કંથ સારૂ માલીયે, સાસરીયાના સાથમાં સઈડકો આઘો તાંણીયે; સાસરીયાના સાથમાં સસરો બેઠા હોયતો, પિતાના ઠેકાણે જાણીયે, સાથમાં કુવે વાત ન કીજીયે; સાસરીયાના સાથમાં પર પુરૂષ આવતો હોયતો વાત કરતાં બીજીયે, સાસરીયાના સાથમાં સાસુને ગાળ ન દીજીયે; સાસરીયાના સાથમાં ઢુકી પાણી નવ લીજીયે, સાસરીયાના સાથમાં પર પુરૂષની હશી તાળી નવ લીજીયે; પેઉજીને પરમેશ્વર જાણી; પગ ધોઈ પીજીએ.

કડવું ૯૧ મું.

રાગ ફટાણાની ચાલ—આવ્યો દ્વારીકાંનો ચોર, લાખેણી લાડી લેઈ વળ્યોરે; જેણે વગડે ચાર્યા ઢોર, લાખેણી. હાર્યો હાર્યો બાણાસુર રાય, કલ્યાણ રાય ઝીતીયારે; વેગે વહીને આવ્યા છે દ્વારીકાંની માંય, કેશવરાય ઝીતીયારે; રાણી રૂક્ષમાણીએ વધાવી ને લીધા ત્રીકમરાય ઝીતીયારે; તેતો પુરાણે પ્ર-

સીદ્ધ, ઢીગલમલ ઝીતીયારે. તેતો ગોત્રજ આગળ જાય, કલ્યાણ રાય ઝીતીયારે, બંનેનાં હાથ કાંકણ મીઢળછોડાય, કલ્યાણ રાય ઝીતીયારે.

કડવું ૯૨ મું.

રાગ ધોળ મંગળ—તારા બાપનો બાપ તેડાવ, છોગાળા દોરડો નવ છુટે; તારો કૃષ્ણ વડઉઓ તેડાવ, છબીલા દોરડો નવ છુટે. તારી રૂક્ષમાણી માત તેડાવ, છબીલા; તારો પ્રદ્યુમન તાત તેડાવ, છબીલા. તારી રતુમતી માત તેડાવ, છબીલા; બ્રહ્માની વાળી ગાંઠ તે કેમ છુટી જાય, છબીલા. તારો બળભદ્ર કાકો તેડાવ, છબીલા; તારી રેવતી કાકી તેડાવ, છબીલા. અનિરૂધ્ધે બાંધી ગાંઠ, દોરડો ઓખા છોડવા જાય; છબીલા દોરડો નવ છુટે; બેઠી ગાંઠ, કરીને તે કેમ છુટી જાય. હો લાડી તારો બાણાસુર તાત તેડાવ, હો લાડી; તારી બાણુમતી માત તેડાવ, હો લાડી, તારો શંકર તાત તેડાવ, હો લાડી, દોરડો નવ છુટે. તારાં પારવતી માત તેડાવ, હો લાડી; તારો ગણપતી ભ્રાત તેડાવ, હો લાડી દોરડો નવ છુટે. તારી સુધ બુધ ભોજાઈ તેડાવ હો લાડી દોરડો નવ છુટે; તારી ચીત્રલેહા ચોર તેડાવ, લાડી દોરડો નવ છુટે. ઓખા છોડે દોરડો, તે જાદવ જુવંતી ગાય; છબીલા દોરડો કેમ છુટે. બેઠી ગાંઠ તે થડ કરીને તે કેમ છુટી જાય, છબીલા દોરડો કેમ છુટે.

કડવું ૯૩ મું.

રાગ ધનાશ્રી.—રીતભાત પરિપુરણ કરીને, ઉઠયા કૃષ્ણના

તનજી, નવુરે મંદીર વસવાને ત્યાં, આપ્યુંરે ભોવનજી. એકવાર શ્રી કૃષ્ણે ઓખાને, ખોળામાં હે બેસારીજી; માગવું હોય તે માગી લેજે, તુંછે વહુવર અમારીજી. મારા બાપને એક દીકરો, તમો આપોરે ભગવાનજી; ભગવાને આપ્યો દીકરો, તેનું ગયાસુર નામજી. બાણાસુરનો ગયાસુર, વંશવધારણ હારજી; કહી કથાને સંદેહ ભાગ્યો, પરીક્ષત લાગ્યો પાયજી. શુકજી અમને પાવન કીધા, સંભળાવ્યો મહિમાયજી; આરાધુ ઈષ્ટ ગુરૂ દેવને, ગણપતીને લાગુ પાયજી. શ્રોતા વકતા સમજતા, કેહેકવિ કરજોડજી; ભાવધરી સહુ બોલજ્યો, જેજે શ્રી રણછોડજી.

ઇતિ શ્રી ભાગવતે માહા પુરાણે દસમસ્કંધે શ્રી શુકદેવ પરિક્ષત સંવાદે પ્રેમાનંદ કૃત ઓખાહરણ સંપુર્ણ.

શ્લોક.

અચ્યુતં કેશવં રામનારાયણં ॥ કૃષ્ણ દામોદરં વાસુદેવ હરે ॥ શ્રીધરં માધવં ગોપિકા વલભં ॥ જાનકિ વિનાયક રામચંદ્ર ભજેત. ॥ ૧ ॥

સમાપ્ત.

## ઉપદેશ ચિન્તામણી.

( મુમુક્ષુઓને ઉપયોગી ) કે જેમાં માહારાજશ્રી ગણપતરામજીના બનાવેલાં જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તો રસમય પદો છે એ પદો મુંબઇ જેવા પ્રખ્યાત ગામોમાં તેમજ ભજનની મંડળીઓમાં ગવાય છે તેમજ સગુણ નીરગુણ વિષયની આરતીઓ પણ મુમુક્ષુ જન હીતાર્થે દાખલ કરવામાં આવી છે કાગળ છાપ તથા બાઇંડીંગ ઘણીજ સારી છતાં કિંમત માત્ર. .... .... .... ૦—૮ ૦—૨

## બોધ ચિંતામણી.

( રૂષિરાજ માહારાજકૃત ) આ પુસ્તકમાં માહાત્મા શ્રી રૂષિરાજનાં બનાવેલાં પદો છે તેમાં જ્ઞાન, વૈરાગ્ય અને ભકતીથી ભરપુર છતાં ઘણીજ સારી ઝડઝમકસહ રાખવામાં આવી છે કે તેમાંનું એક પદ વાંચતાંજ આખું પુસ્તક વાંચ્યા વગર ચાલેજ નહી તેવું રસીલું છે. જે દરેક ગામોમાંના પ્રખ્યાત મંદીરોમાં તથા દરેક ભજનની વિશાળ મંડળીઓમાં ઘણાક પદો શરૂઆત તથા અંતરમાં ગાવામાં આવે છે કાગળ સુંદર છાપ ઘણીજ સારી તથા ઉતમ બાઇન્ડીગ સહ કીંમત. ૦-૮ ૦-૨

## જાળંધર આખ્યાન.

( કવિ રેવાશંકર જયશંકર કૃત. )

આ મહાભારત માં હેલું એક અતિ રસિક આખ્યાન છે તેની અંદર જાળંધર યોધ્ધો કોણ હતો અને કેવી રીતે ઉત્પન્ન થયેલો તેમજ તેણે શંકરનું ઉગ્ર તપ કરી કેવી રીતે વરદાન મેળવ્યું છે અને કેવી રીતે સઘળા દેશના રાજાઓને જીતી વશ કરેલાછે તેમજ આખી પૃથ્વી જીત્યા પછી પોતાના સામો લડનાર કોઇ પણ યોધ્ધો નહીં હોવાથી તેને કેવો અહંકાર ચઢેલો છે અને તે અહંકાર નારદ મુની તેને વિષ્ણુની સાથે લડાવી કેવી રીતે ઉતારે છે તેમજ જાળંધર પાર્વતીજીને છળવાને અને શંકર જાળંધરની સ્ત્રી સતિ વૃંદાને છળવાને વેશ બદલી એક બીજાને ઘેર જાયછે અને કેવી રીતે સતિયો તેમને ઓળખી જાયછે અને શ્રાપ દેછે. ભગવાન વિષ્ણુ સતિ વૃંદાને છળી જાળંધરનું મોત કેવી રીતે કરાવેછે તે સઘળી બીના ઘણીજ ગમ્મત સાથે વર્ણવેલીછે—આ પુસ્તક કથાઓમાં ઘણા ઠેકાણે ગવાયછે, અને જાવા લાયક છેજ એમ અમારી ખાસ ભલામણ છે ઘણાજ સારા અક્ષરોમાં છાપવામાં આવેલી છે છતાં કીંમત ઘટાડી નાખી ફક્ત રૂ. ૦—૮—૦રાખી છે.

| योग. | ई. | मु. | चंद्र. | ति | |
|---|---|---|---|---|---|
| ३३नर्द | ३ | २० | मियु. | ७ | शु३३।२मृ११।८व३४।२१भद्रानि५।३५ |
| २८दग्ध | ४ | २१ | मि५१ | ८ | श२८।३३आ८।२७प२७।५८ |
| | ५ | २२ | कर्क | ९ | र२५।८पुद।१७शि२२।१७भद्रा.प्र.५३।५६बु.शुक्र |
| | ६ | २३ | कर्क | १० | चं२२।४५.पु५।५सि१६।४२ २२नं.दगध [१६।४३ |
| | ७ | २४ | कर्क५ | ११ | मं२१।३३आ५।१५सा१३।३३इंदीरा११ |
| | ८ | २५ | सिंह | १२ | बु२१।४१मद।५शु१०।१४प्रदोश |
| | ९ | २६ | सिं२४ | १३ | गु२२।५४पु८।५९शु८।३३शिवरात्री.भद्रानि५४- |
| | १० | २७ | कन्या | १४ | शु२५।२०उ१२।१७ब्रं७।३६ [११चित्राऽर्क५।२३ |
| | ११ | २८ | कं५० | ०) | श२९।४ह१७।३६पे७।२६यमघंटमृत्यु१७गजच्छा |

राहुउतरे वच्छ पूर्वे शुक्रपुर्वे.

| | | |
|---|---|---|
| सू ६ | चं १२ | मं ७ |
| बु ७ | गु ९ | शु ७ |
| श ९ | रा ७ | के १ |

| योग. | ई. | मु. | चंद्र. | ति | अथ आश्विनसितात. |
|---|---|---|---|---|---|
| | १२ | २९ | तुला | १ | र३३।४२चि२३।१ वै८।१३वैधृतघटस्थापन |
| | १३ | ३० | तुला | २ | चं३८।३८स्वा२९।३७वि९।१६चंद्रदर्शन |
| | १४ | १ | तु१९ | ३ | मं४३।४०वि३५।५६प्रि१०।४४रजव |
| अमृ४२ | १५ | २ | वृचि | ४ | बु४८।३६ऽनु४२।११आ१४।३४ भद्राप्रवु१६।८तु- |
| | १६ | ३ | वृ४७ | ५ | गु५२।५३ज्य४७।५८सौ१३।९ [लिऽर्क४८।१६मु. |
| | १७ | ४ | धन | ६ | शु५६।९मु५२।३७सो५३।५सरस्वत्यावाहनं [१५ |
| | १८ | ५ | धन | ७ | श५८।२२पु५६।३९ऽति१३।१२पूजन |
| | १९ | ६ | ध१२ | ८ | र४९।२७उ५८।४७शु११।५१बलिदान |
| | २० | ७ | मकर | ९ | चं५९।३श्र६०।०ध०।१९ |
| पंचकवे | २१ | ८ | म३० | १० | मं५७।२७श्र०।५शु६।२२सरस्वति |
| पाशां११ | २२ | ९ | कुंभ | ११ | बु५४।३९ध०।११ग२।६वृ५४।४८ |
| भागवत | २३ | १० | कुं४२ | १२ | गु५१।५६पु५६।४८ध्रु५०।५८ [२ |
| | २४ | ११ | मीन | १३ | शु४६।२४उ५३।५४व्या४४।१३प्र |
| पंचक३० | २५ | १२ | मी५० | १४ | श४१।१४रे५०।२६ह३७।१४माणा |
| | २६ | १३ | मेश | १५ | र३५।३६अ४६।३०व२९।३८भ.नि८।२५चंद्रग्रह- |

संक्रांति.

आश्विन्मासनीतुलासंक्रान्तिविष्टिकरणे वाहनअश्व उपवाहनवाघ्र आयुद्धकुत भक्षणविचित्रांन लेपनमार्जारमद जाति विप्र वस्त्रकाली पुष्प दुर्वा अवस्थावृधा भुशण हेममासमां ५ रविछे मासनेष्टछेधान्याभावमध्य मरसकसमोंघा.

| योग. | ई. | मु. | चंद्र. | ति | |
|---|---|---|---|---|---|
| | २७ | १४ | मे५६ | १ | चं२९।३५भ४२।३६सि२१।५५ |
| वतिपात | २८ | १५ | वृशभ | २ | मं२३।४९क्र३८।१६व्य१४।३भ.प्र.५०।५० |
| | २९ | १६ | वृशभ | ३ | बु१७।५२रो३४।१९य६।२१प५२।२४संकष्ट४ |
| | ३० | १७ | वृ२ | ४ | गु१२।२३मृ३०।४६शि५२।३७मृत्यु.३० |
| | ३१ | १८ | मियु | ५ | शु७।२४आर२७।४६सि४५।०धनेशुक्र२३।० |
| नेवबर | १ | १९ | मि११ | ६ | श३।४पु२५।२८सा३९।५भ.नि.३१।२५ |
| | ० | ० | ० | ७ | श५६।४२ |
| | २ | २० | कर्क | ८ | र५७।२८पू२४।४शु३३।५६ |
| | ३ | २१ | क२४ | ९ | चं५६।१८आ२४।१७शु२९।४२ |
| | ४ | २२ | सिंह | १० | मं ५६।३४म२४।४८ब्रं२४।२६भप्र२ |
| | ५ | २३ | सिं४३ | ११ | बु५८।०पु२७।१०ऐ२४।८रमस्मार्त |
| वैधृत२२ | ६ | २४ | कन्या | १२ | गु६०।०उ३०।३८वै२२।५३बुधोर्द |
| | ७ | २५ | कन्या | १२ | शु०।३७ह३५।१३वि२२।५५प्रदो |
| | ८ | २६ | कं७ | १३ | श४।२०चि४०।४६प्रि२३।०भ.नि |
| | ९ | २७ | तुला | १४ | र९।४स्वा४६।५२आ२३।५१कालि |
| मृत्यु१३ | १० | २८ | तु३६ | ०) | चं१४।५वि५३।२०सौ२५।३०दिवालीसुर्यग्रहण |

द्वि२८ रा३२
वे१५
वा३ श्रेष्ट

| | | |
|---|---|---|
| सू ७ | चं १ | मं ८ |
| बु ७ | गु ९ | शु ८ |
| श ९ | रा ७ | के १ |

राहुउत्तरे वच्छपुर्वेसुक्रपुर्वे.

| योग. | ई. | मु. | चंद्र. | ति | अथ कार्त्तिकसितात्. |
|---|---|---|---|---|---|
| | ११ | २९ | वृचि | १ | मं२०।१७अ५९।४२सो२६।४९चंद्रदर्शनधनेभौम- |
| २४नर्द | १२ | १ | वृचि | २ | बु२४।१७ज्ये६०।०ऽति२७।२३यमद्वितियासावा- |
| | १३ | २ | वृ० | ३ | गु२८।३६ज्ये५।३२सु२७।४३ |
| | १४ | ३ | धन | ४ | शु३१।५८मु१०।२९धृ२७।४९भद्राप्र.०।१७विना४ |
| | १५ | ४ | ध२९ | ५ | श३४।१३पु१३।५०शु२६।५१सौभाग्य५मु३० |
| | १६ | ५ | मकर | ६ | र३५।१३उ१७।११गं२४।४५ |
| पंचकवे | १७ | ६ | म४८ | ७ | चं३४।५१श्र१८।४३व२१।४३अनराग्यऽर्क५९।३१ |

संक्रांति.

कार्तिकमासनीवृश्चिकसंक्रान्ति ववकरणेवाहन सिंह आयुध भुशं[illegible] लेपन कस्[illegible] ति [illegible]